અલ્લાહ તઆલા ફરમાવે છે

અને

જેઓ સોનું અને રૂપું એકઠું કરે છે અને ખુદાના રસ્તા (ઝકાત) માં વાપરતા નથી તેઓને દુઃખદાયક શિક્ષાની ખુશીના સમાચાર આપ

# તાલીમુલ ઝકાત.

અથવા

# ઝકાતનું શિક્ષણ.

---

છપાવી પ્રસીદ્ધ કરનાર

મોહંમદ સઈદ બીન હાફેઝ સાજેદ.

પ્રસીદ્ધ કરવાનુ ઠેકાણું દુંગરી મહોલ્લો મુ. રાંદેર

---

શાબાન ૧૩૩૨ હીજરી　　　　જુલાઈ ૧૯૧૪ ઈસ્વી

મી૦ હાજી કાસમ મોહંમદ ડુના ધર્માદા ફંડ તરફથી

ભેટ.

આવૃતિ પહેલી　　　　નકલ ૧૦૦૦

સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા ધી " રાંદેર " પ્રીન્ટીંગ પ્રેસમા
રતિલાલ દુલભદાસે છાપી

શરૂથી છેવટ સુધી વાચવુ અને તેના ઉપર અમલ કરવા એજ એની કીંમત છે

---

પોસ્ટ ખર્ચ મોકલવાથી આ કિતાબ મફત મોકલવામાં આવશે

# જાહેર ખબર.



નીચે બતાવેલી કિતાબો દરેકને અરધા આનાની ટીકીટ મોકલેથી મફત મળશે.

| | | |
|---|---|---|
| રાહેનજાત | ગુજરાતી | |
| નસીહતુલ મુસલેમીન | ગુજરાતી | |
| મોલવી બશીરનો ટુંક જવાબ | ,, | |
| તાજીઆની હકીકત | ,, | ,, |
| અનજામે અગ્રેજ | ,, | ,, |
| ગઉરક્ષકને ચેતવણી | ,, | ,, |
| પરદો અને ઇસલામ | ,, | ,, |
| બેહેસ્તી ઝેવર ભાગ | ૧ | ,, |
| બેહેસ્તી ઝેવર ભાગ | ૩ | ,, |
| શર્ફુ મીરાસ | ,, | ,, |
| જમીમએ તનકીહુલ બયાન ઉર્દુ | | |
| અશરતુ કામેલા | ,, | ,, |
| મજમુએ ચેહેલ હદિસ | ,, | ,, |
| ઇમાનની કસોટી | ,, | ,, |
| અહકામે ઓકુકીલ વાલેદેન | | ,, |

ગુલામ મોહમ્મદ હાજી હાફેજ સાદેક

અથવા

મોહમ્મદ સઇદ બીન હાફેજ સાજેદ

અથવા

હાજી કાસમ મોહમદ ડુ

મુ૦ રાંદેર જીલ્લે—સુરત.

# પ્રસ્તાવના.



## ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ કર્તા.

સર્વે સ્તુતિ અલ્લાહ તઆલા માટે છે કે જેણે લોકોના દીલોને પાક કરવા અને માલોને સાફ કરવા તથા વધારવા માટે ઝકાતને નીમી છે. કે જેના ઉપર ચાલવુ તે નેકબખ્તીની નીશાની છે અને દરૂદ અગણિત હજરત મોહમ્મદ ( સલ ) માટે છે કે જેવણે ઝકાતના કાયદાઓ જાહેર કર્યા અને તેમને ખુદાએ પોતાની મોહબ્બતની ખાણ બનાવી પોતાની મોહબ્બતને તેમની તાબેદારી ઉપર અટકાવી છે અને સર્વ સહાબીઓ તથા સર્વ તાબેદારો માટે છે કે જેવણે નબી સાહેબની તાબેદારીના માર્ગને કરી કહીને તન મન અને ધનની કોશીશથી ફેલાવ્યો છે

એ પછી મોહમ્મદ સઇદ બીન હાફિઝ સાલેહ અરજ કરે છે કે ખુદા પાકના કરમો ફજલથી મારા દીલમા આવ્યુ કે કોઇ ઝકાતની કિતાબનો ગુજરાતીમા તરજુમો કરૂ, કેમકે એ ઇસલામના રૂકનોમાથી એક મોટુ રૂકન છે જેનો હુકમ કુરઆનમા અલ્લાહ પાકે બધામી જગ્યામા ફરમાવ્યો છે અને તેના અદા કરનાર માટે કુરઆન તથા હદિસમા તરેહ તરેહની બશારતો (સવાબો ) અને તેના ન અદા કરનાર માટે તરેહ તરેહની વઇદો ( અજાબો ) આવ્યા છે જેનુ વર્ણન પણ આ કિતાબમા ટુકમા છે અને રસુલુલ્લાહ [ સલ ] ની વફાત પછી કેટલાક અરબના કબીલાઓએ ઝકાત આપવાને ના પાડી હતી જેથી હજરત અબુબકર ( રદી ) એ તેઓને મુરતદ કહી તેઓ સાથે જેહાદ કર્યો છતા ઝકાતના વર્ણનની કોઇ અલગ કિતાબનો ગુજરાતીમા જેવો જોઇએ તેવા ખુલાશા સાથે તરજુમો થયેલો નથી એજ કારણથી કેટલાક માલદાર લોકો ઝકાત આપતા નથી અને કેટલાક આપે છે તે દીન પરદીન ઝકાતના માલનો ગેર રસ્તે ખર્ચો કરે છે એટલુંજ નહી પણ ઝકાત અદા થતી નથી અને બોજો માથે રહે છે અને તે સમજે છે કે મે ઝકાત અદા કરી એટલાજ માટે મે તાલીમુઝઝકાત નામનો એક નાનો રીસાલો ( ચોપાનીયુ ) ઊર્દુમા જે કે જોનપુર શહેર મુલ્લા ટોલા મોહોલ્લાના અહમદી છાપખાનામા ૧૨૭૨ હીજરીમા છપાએલો છે તેનો તરજુમો ગુજરાતી ચાલુ ઝબાનમા કર્યો છે અને તેનુ તેજ નામ રહેવા દીધુ છે —

કેટલાક લોકો ઝકાત ખેરાત કરે છે અને મોટી મોટી મીલકતો બાંધે છે અને તેઓપર લોકોના હક બાકી હોય છે તેનો જરાએ ખ્યાલ કરતા નથી એ ઘણુજ બુરૂ છે કારણ કે એ બધા પર પહેલુ દેણુ અદા કરવાનુ છે તેની સંભાલ જરૂર કરવી જોઇએ

ઝકાત ખેરાત જયા સુધી બની શકે ત્યા સુધી જેઓ માગતા નથી આબરૂને પકડી ઘરમા બેસી રહે હોય તેવાઓને આપવી જોઇએ

ખેરાતમા થોડી વસ્તુ આપવાથી શરમાસો નહી પણ જેટલી તૌફીક હોય તેટલી આપસો.

એમ સમજવુ નહી કે ઝકાત આપી છે હવે બીજી ખેરાત આપવાની શી જરૂર છે જરૂરને વખતે હિંમત પ્રમાણે ખેર ખેરાત કરતા રહો.

આપણા નગીઓને આપવાથી એવડો સવાબ મલે છે એક ખેરાત ઝકાતનો અને બીજો સગા સાથે ભલાઈ કરવાનો ઉપકાર

ગરીબ પાડાસીઓ માટે હમેશા ખ્યાલ રાખ્યા કરો અને ધણીના માલમાથી એટલી ખેરાત ન કરો કે તેને પસદ ન પડે

આ કિતાબને ઘણી મહેલી કરી છે એમા વર્ણાવલા મસલા જલદીથી સમજમા અવશે કારણ કે એ કિતાબમા જે જગ્યાએ જરૂર પડી ત જગ્યાએ નોટની રીતે ખુલાશા સાથે લખ્યુ છે તેમ તરજુમામા મે કઇ ઘડાડયુજ નથી પણ જે કાઇ ડેકાણે વધાર્યુ છે તેને કોસમા નાખ્યુ છે તેમ જે લોકો માલદાર ઝકાત દવાને લાયેક છે અને ગરીબ ઝકાત લેવાને લાયેક છે તેઓ માટે આ કિતાબના કાયદા ઓ ધ્યાનમા રાખવા લાયક છે

ઇલ્મેદીન તફસીર હદિસ અને ફીકહનો દરેક ભાષામા બનતી કોશીસે ફેલાવો કરવો જોઇએ કે જેથી ઇસ્લામ ઉપર લોકો ચુસ્ત અને ચાલાક થાય તેમ દીનની રોશની પણ વધે અને ખાસ કરીને ગુજરાતીમા થવી ઘણીજ જરૂર છે પણ એ જરૂર એક બે માણસથી પુરી પડે તેમ નથી ઘણાં માણસો તરજુમો કરનાર તથા ઘણાઓ છપાવનાર જોઇએ કારણ કે ગુજરાતમા લોકો દીની ઇલ્મથી ઘણા અજાણ છે અને અધુર માપુર કેટલાક અધુરા વાએજી દીનમા નુકશાન કરનાર નીકલ્યા છે જેમકે તેઓનો ઇલ્મ ઓછો હોવાથી તથા કેટલાક તો માત્ર ઉર્દુ ઉપરજ આધાર રાખી વાએજ કરવાની મતલબ કઇ હોય છે અને બયાન કઇ કરે છે એ વિગેરે હરેરવાજાઓ પામે ઇલ્મ શીખવાનુ ઘણુ સારૂ સાધન છે. પણ અફસોસ કે તે સાધન કામમા લેવાતુ નથી. છોકરાઓને ગુજરાતી અગ્રેજી જરૂર જેટલુ શીખવવુ તેમજ હુન્નર શીખવવા ઘણા સારા છે પણ જે દીની મદરસાના વકફો છે તેમાથી એક પૈસો ખરચવો દુરસ્ત નથી વકફ કરનારે શી બાબત ઉપર વકફ કયુ છે તેની સભાલ ટ્રસ્ટીને રાખવી જરૂર છે જો આ કાયદો લોકોના ધ્યાનમા રહેસ તો હમેસ દીનના મદરસા સારી રીતે ચાલસે

એવીજ રીતે જે કોમ ( જાત ) ના મોહતાજો પર વકફ હોય તેમાથી તેજ કોમના વગર મોહતાજો તથા બીજી કોમના મોહતાજોને એક પૈ આપવા દુરસ્ત નથી વકફ કરનારે વકફમા શી બાબત ઊપર વકફ કર્યુ છે તેની સભાલ રાખી તેજ કોમના ખરા મોહતાજોની પુરેપુરી તપાસ કરી ખરા હકદારોને આપવુ. એ ટ્રસ્ટીઓની ફરજ છે જો આ કાયદો લોકોના ધ્યાનમા રહેસે તો કોમના ખરા મોહતાજો ગરજવાન તમ ભુખે મરતા રહેસે નહી

મારા પ્યારા મુસલમાન ભાઇઓને એટલીજ અરજ છે કે મારી કોઇ પણ કિતાબમા જે જગ્યા આવા (         ) કાઉસમા સલ લખ્યુ હોય તેને સલ્લલ લલ્લાહો અલેહે વસલ્લમ વાચવુ અને અલેને અલેહિસ સલામ વાચવુ અને રદીને રદિયલ્લાહો તઆલા અનહો વાચવું અને રહને રહમતુલ્લાહ અલેહ વાચવુ અને કોઈ જગ્યા કોઇ પેગબર કે સહાબી કે બુજરગના નામ આગલ લખતા જો ચુકી ગયો હોઉ તો મહેરબાની કરી તે જગ્યાએ અનુસરતુ વાચતા ચુકવુ નહી

રસુલુલ્લાહ ( સલ ) એ ફરમાવ્યુ કે જે માણસ દુનિયાના લોકો ઊપર દયા કરે નહી તેની ઉપર અલ્લાહ તાઆલા પણ રહેમ કરસે નહી

ઘણાએક હકો કે જેનું અદા કરવુ ફરજ અને વાજેબ છે. જેમકે ઝકાત, કુરબાની, ફીતરો, કાફરો

નજરો, કોઇ લાચારની મદદ કરવી, આપણા ગરીબ સગાં સબંધીઓ સાથે વિવેક કરવો. છતા કંજુસાઇ કરી ન કરવુ એ ગુનોહ છે એ નુકશાન દીનનુ છે. અને કંજુસ માણસ બધાની નજરોમાં નીચ અને હલકો તથા નકામો દેખાય છે. એ નુકશાન દુનિયાનુ છે. એથી વિસેષ કરી બુરાઇ હોવી જોઇએ તેનો ઇલાજ માલ અને જગતની દોસ્તીને દુર કરે જ્યારે તેની દોસ્તી દીલમાંથી જતી રહેસે ત્યારે કોઇ રીતે કજુસાઇ થઇ શકવાની નથી તેમજ જે વસ્તુ આપણે જોઇએ તે કરતા વત્તરે હોય તો પોતાના દીલપર ભાર મુકી મન કડવુ કરીને તે કોઇને આપી દે. જ્યા સુધી એ કજુસાઇની અસર તદન દિલમાથી જતી રહે નહી ત્યા સુધી એવી રીતે કરતો રહે

આ કિતાબમ જે જગ્યએ નોટો લખાય છે તેના છેવટમા ટુક માટે જે અક્ષરો લખેલા છે તેની મતલબ આ છે 'દ' થી દુરરેમુખ્તયાર 'અ' થી આલમ ગીરીયા 'મ' થી મજાહરેહકક 'ગ' થી, ગયતુલ ઍવતાર 'બ' થી બહેશતી ગોહર 'ત' થી શરહનહાવી 'સ' થી મોહીત સરખસી 'ફ' થી ફતહુલ કદીર 'વ' થી વગેરે ( બીજી કિતાબો ) છે અને કેટલીક નોટો મે મારા તરફથી લખી છે ત્યા મેં મારૂ નામ લખ્યુ છે

આજ કાલ કેટલાક માલદારા લોકોને ભેગા કરી ( વાડો ભરી ) તથા લીસ્ટમા નામ લખેલા હોય તેઓનેજ ઝકાત આપે છે એમા ખરૂ જોતા ઠીક નથી એટલુજ નહી પણ કેટલાકોને તો એમા આપવી દુરસ્ત નથી અને કેટલાકને આપવાથી આપનાર ગુનેહગાર થાય છે જેમકે ઘણાખરા તેમા ચાકર તથા તેઓના બચ્ચા વેષ બદલી તથા કેટલાક તેમા પીતકો, ગજ્જેરીઓ, ગેરીઓ, જુગારીઓ હરામખોરો, બીન નમઝીઆ, વગર રોઝા રાખનારાઓ, સૈયદો, વગેરે વગેરે આવી ઝકાત લઇ જાય છે તેમ કેટલીક વખત માણસો જોખમાય જાય છે, એવીજ રીતે ઝકાત આપનાર તરફના બંદોબસ્ત કરનાર માણસો પણ ઘણો જુલમ કરે છે. એજ મુજબ લીસ્ટમા ઘણા ખરા બાહારના લોકોના નામ લખેલા રહે છે તેની હાલત કેવી છે કે કેવી નહી માલદાર છે કે ગરીબ સારો છે કે નઠારો સૈયદ છે કે બીજો કોઈ લાયક દેવાને છે કે નહી એ વિષેની તપાસ એમા થતી નથી તેમ રહેતી પણ નથી માટે મારા પ્યારા ઝકાત આપનારાએથી એટલી અરજ છે કે આ કિતાબના કાયદાઓને શરૂથી છેવટ સુધી ધ્યાનમા રાખી સભાલ રાખસો તો ઝકાત પુરેપુરી અદા થસે અને ખરા હકકદારો ગરજવાન પણ રહેસે નહી

ખેરાત કરનારા માટે આ એક ઘણી સરસ રીત છે કે જે વસ્તુમા ઝકાત દુરસ્ત છે તે વસ્તુમા જ્યારે કઇ આપે તો હમેશા ઝકાતનીજ નૈયત કરી આપ્યા કરે પછી જો ઝકાતથી વધારે હસે તો નફીલની ગણત્રીમા ગણાસે અને જો નફીલ ખેરાત કરસે ને ઝકાત અદા કરવામા બાકી રહેસે તો તે ખેરાત ઝકાતમા ગણાસે નહી. એવીજ રીતે કઝાએ ઉમરીની નમાઝમા તથા નફીલ નમાઝમા અને કઝાએ ઉમરીના રોઝામા તથા નફીલ રોઝામા પણ છે અને કર્તાએ પણ એજ રીત અખત્યાર કરી છે અને કયામતમા ફરજ વાજેબની પુછ થસે નફીલની થસે નહી

મુળ આ કિતાબ તથા એની નોટોના મસલાઓ ભરોસાદાર કિતાબોથી લખાયા છે વિસેષ કરી રિવાયતના ફેરફારમાં તેની તહકીક ઉપર આધાર રખાયો છે છતા જો વિરૂદ્ધ જણાય તો જલદીથી તેને ગલતી સમજસો નહી. અને હુ તો પોતને ભુલથી પવિત્ર ગણતોજ નથી કારણ કે ભુલચુક થવી એ માણસની આદત છે. અને આ નિર્બલ તો માથાથી તે પગ સુધી ભુલથી ભરેલો છે. અને વિદ્યા શકિત [ઇસ્તેદાદ] પણ ઝાઝી રાખતો નથી એવીજ રીતે મારૂ લખાણુ પણ ઘણુ અશુદ્ધ છે તેના

નજર કરસો નહી પણુ મારા લખાણુની મતલબ પર ધ્યાન રાખસો કારણુ કે હુ કોઇ માસતર પાસે કે કોઇ સ્કુલમા કાયદાસર ભણેલો નથી મારા મુરબ્બી પીતાજીએ મને ઘેર ભણાવ્યો છે માટે જે કઇ ભુલચુક હોય તો લીલ્લાહ તેને સુધારે અલ્લાહ તાઆલા તેનો બદલો આપસે

છેવટમા હુ આટલા ઊપર મારૂ લખાણ ખતમ કરી ખુદાથી દુઆ કરૂ છુ કે એ અલ્લાહ નેયતના પ્રમાણમા રચનારને અને સુધારનારાઓને તથા છપાવનારને બદલો આપ અને તુ એને મકબુલ કર તેમ લોકોપયોગી કરી માહારી તથા માહારા માબાપની નજાતનુ કારણુ કર અને જેવી રીતે માહારા માબાપે મારૂ નામ મોહમદ મઇદ રાખ્યુ છે તેમ મને તુ સઇદોના ટોલામા ગણી હમેશા ઇસ્લામની ચાકરીમા રાખ કે હુ તને ફેલાવવામા મારી ઉમર પુરી કરૂ અને લોકોને હિદાયત થાય વસલ્લલ્લાહો અનનબી

# ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ કર્તા.

સારામા સારો માલ વાતના જર બજાર બારીક તાલના વેપારીઓની પાસે ઘણી ભારી કીમત છે તે ખુદાની સ્તુતિ છે જેણે પોતાના મુસલમાન સેવકોને ઇમાનની દોલતના નિશાબની નમીબ કીધી અને તેમના વશીલાથી ઝકાતના રસ્તા બતાવવાનુ દીનના મોહતાજો પર વહેચણી કરી અને વાતોના ઝવાહેરના જર ઉમદા અર્થ જે ઝવેરીઓની દુકાનમા એક અસબાબ તથા પુજી છે તે દરુદ રસુલે મકબુલ ( સલ ) નુ છે તેમના તુફૈલથી અમે લોકો ચાદી સોનાથી અકીદાઓ (શ્રધા)ના બેપરવા થયા અને આખરેત ( માહા પ્રલય ) ના વેપારના સામા ન દીની ફાયદઓ હાસિલ કર્યા અને આબનાર મોતીના બયાનના જે દીલોના દરિયા બારીક જાણકારના દીલના માપથી વજુદ તેનુ છે. દરૂદ તથા સલામ તેમની ઓલાદ અને અસહાબને છે જેમણે સેકડોને ઇસનામની બુજરગીના ઝેવરથી આરાસ્તા કરયા તે પછી જાણવુ જોઇએ કે ગુનેહગાર રબ બખશનારના દરબારના ઉમેદવાર ખુવી અને છાનીનો અકીદો રાખનાર દિલાવર અલી સીલહટ જીલ્લાનો મોલવીયત નામથી ઓલખાય છે ઘણા વખતો મરહુમ શાહ અબુ તુરાબની મસીદમા જુમમા તથા પાચ વખતની જમાતમા હાજર થઇ મુસલમાન ભાઇઓની સાથ નમાઝ પઢા કરતો હતો તેમાથી સારા લોકોએ કહ્યુ કે ઝકાતના મસલાઓનો જો ઉર્દુ મા તરજુમો થાય તો સવને ફાયદો થાય કેમકે જનાબ હિદાયતના ભરેલા અમારા મુરશિદ મોલાના કરામતઅલી સાહેબની મોટી કોશીશથી મીફતાહુલ જન્ના વગેરે કિતાબો રચવાથી દીનના જરૂરી મસલાઓ સહેલ થયા છ અને સર્વ લોકો તનાની સારી રીતે જાણીતા થયા પણ ઝકાતના મસલાઓ હજુ સુધી કહણુ વાતોથી ગણાય છે અને પ્રખ્યાત છે કે હિન્દુસ્તાન તથા બગાલાના ઘણા લોકો મોલાના સાહેબનાજ મુરીદ છે ખાસ કરી આ મુલકના અમીર તથા ફકીર ઘણા લોકો હઝરતની બેઅતથીજ મુશરરફ છે તેમાથી ખાસ કરી જે ફરિસ્તા ( દુતો )ની ખસલતના મુનશી મોહમદ હેદર તથા અમલ અલ્લાહના દરબારના નેક મુનસી નાજેર અમદુલ્લાહ છે એ સાહેબોએ આ આજ્ઞાને રચવાનુ ફરમાવ્યુ કે આ તારૂજ કામ છ. હુ ઊર્દુ જબાન જાણતો ન હતો તેથી આ કામથી કરી જવાની મારી પાસે મજબુત સાબેતી હતી છતા કાઇ રીતે તેઓએ । માન્યુ અને જોર કર્યુ ત્યારે મારે પણ કબુલજ કરવુ પડયુ હવે ખરા જાણકાર સાહેબોની આલી જનાબમા અરજ છે કે મહેરબાનીથી જે કઇ લખાણુ અથવા મસલામા ભુલચુક હોય તો તેને સુધારો કરે અને તરજુમો કરનારને મેહેણુ ન મારે છેવટ ખાકસરે બરોસાદાર કિતાબોથી ઝકાતના જરૂરી મસલાઓને કેટલા જરૂરી ચદાઓની સાથે લીલ્લાહ મહેનત કરી આ નાના રીસલા ( ચોપાનીયા ) મા એકઠા કર્યા અને એનુ તાલીમુઝ ઝકાત રાખ્યુ અને તેને ભાગમા પુરી કરી અને અલ્લાહ તાઆલાથીજ તોફીક છે અને

તુજ મને બસ અને સારો વકીલ તથા સારો દોસ્ત અને સારો મદદ કરનાર છે.—

એ અલ્લાહ તારા કરમ અને ફજલથી મારા ગુનાહો ( પાપો ) ને બખશ અને મારા માબાપ તથા ઉસ્તાદો તથા પીર મુરસેદોને તેમ મુમીનીન દોસ્તને બક્ષીસનો પોશાક પહેરાવ તેમાંથી મરેલાઓને વધારે આપ અને જીવતાઓને તેમ મને અમન તથા આરામની સાથે લાઈલાહ ઇલ્લિલાહો મોહમદોર રસુલોલ્લાહથી ખાતેમા બિલ ખેર કર આમીન સુમમ આમીન.

## "પહેલો ભાગ ઝકાતના [1] અથ અને તેના ન આપવામાં શુ બુરાઈ છે તેના વર્ણનમાં"

શરીઅતમા ઝકાત તે છે કે અલ્લાહ તાઆલાએ જે થોડા માલને નીયમ કર્યા છે તેને ફરજ જાણી કોઇ મુસલમાન[2] ફકીરને માલિક[3] કરી દે પણ તે બની હાશમ (સૈયદ) અને તેમના આઝાદ કરેલા ગુલામ ન હોય કારણ કે એમને ઝકાત આપવી દુરસ્ત નથી ફાયદો જેમકે ઝકાત આપવી માલદારોપર ફરજ છે. એવીજ રીતે ઝકાતના મસલા ( કાયદા ) જાણવા પણ તેઓ પર ફરજ છે. અલ્લાહ ફરમાવે છે કે તમે નમાઝ અદા કરો અને ઝકાત આપો આથી ઝકાતનુ ફરજપણુ સીદ્ધ છે અને હદિસમા આવ્યુ છે કે ઇસલામની જડ પાચ વસ્તુ પર છે પહેલી વાત લાઇલાહ ઇલ્લલાહો મોહમદોર રસુલોલ્લાહ ઝબાનથી કહેવુ અને તેના અર્થને દીલથી કબુલ કરવુ બીજી નમાઝ પઢવી ત્રીજી ઝકાત દેવી ચોથી રમઝાનના રોજા રાખવા પાચમી હજજ ( બૈતુલ્લાહની ) અદા કરવી અને રસુલે મકબુલ ( સલ ) મો ફરમાવ્યુ છે કે કોઇ ચાદી સોનાનો માલેક નથી કે હક ( ઝકાત ) તેનુ અદા કરે નહી પણ જ્યારે કયામતનો દિવસ થસે ત્યારે તેને માટે ચાદી સોનાનુ આગનુ પતરૂ બનાવ્યુ જસે એટલે ચાદી સોનાનો તખતો બની એવો ઊનો થસે કે આગ ( દેવતા ) નુજ પતરૂ બનસે પછી જહન્નમ

---

૧. ઝકાતનો હુકમ કુરઆનમા નમાઝ સાથે બયાસી જગ્યા પર છે એજ માટે નમાઝ પછી એની તાકીદ વધારે છે અને ઝકાત મક્કામા હીજરીના બીજા વરસની પહેલી રમઝાનના ફરજ થઇ છે અને એ પેગમ્બરોપર વાજેબ નથી. અને ઝકાતના અર્થ વધવાના તથા પવિત્ર કરવાના છે. તેથીજ ઝકાતને ઝકાત કહે છે એથી માલ વધે છે તેમ પાક પણુ થાય છે અને ઝકાતને સદકો પણ કહે છે. એજ માટે ઝકાત આપનાર પર સાચાપણાની દલીલ છે. અને રસુલુલ્લાહ ( સલ ) ની વફાત પછી જ્યારે અરબના કેટલા કબીલાઓએ ઇચ્છયુ કે ઝકાત આપે નહી તો હજરત અબુબકર (રદી) એ તેઓની સાથે જેહાદ કર્યો, અને તેઓને મુરતદનો હુકમ આપ્યો અને એના ઉપર ઇજમા થયો ઝકાતનો નકાર કરનાર કાફેર છે અને તેને તજનારો મોટો ગુનેહગાર છે તેને ન આપનારને મારી નખાય અને ઝકાત ફરજ થતાજ તેને અદા કરવુ વાજેબ છે એટલા સુધી કે બીન કારણે અદા કરવમા વાર લગાડશે તો ગુનેહગાર થશે એજ ખરી છે. દ. અ. મ.

૨ કાફેરને તથા બીદઅતી જેમકે ખુદાની જાત તથા ગુણોમા શક કરે એટલે સુધી કે કુફરે પહોચ્યા હોય જેમકે કરામયા વગેરે તેઓને ઝકાત દેવી દુરસ્ત નથી અને જે મુસલમાનો હમેશા ખુલ્લી રીતે ગુનાહમા સપડાયલા હોય જેમકે પીતક, ગજેરી, બગેરી, જુગારી, હરામખોર વગેરે તેઓને ઝકાત વગેરે દેવાથી દેનાર ગુનેહગાર થશે કેમકે તેઓને હરામ કામપર મદદ કરાય છે. બનવાજોગ છે કે તેઓને ન આપવાથી એવા કામોથી તેઓ તોબા ( પસ્તાવો ) કરે પણ ઝકાત વગેરે અદા થશે. દ.

૩. આથી મુબાહ નીકલી જશે. દાખલા તરીકે જો કોઇએ કોઇને ખાવાનું મુબાહ કીધુ હોય તો માત્ર તેને ખાવાનોજ અખ્તયાર છે. બીજા કઇનો નથી અને જો તેને માલિક કર્યો હોય તો તેને અખ્તયાર છે. પછી જોઇએ પોતે ખાય કે બીજાને આપે કે વેચી નાંખે દ.

( નરક ) ની આગમાં પાછો તે તખતો ગરમ થસે તે પછી તેનો તેના પાસલા તથા તેની પેશાની અને તેની પીઠ પર ડામ દેવાસે એવીજ રીતે હમેશાં જ્યારે તે તખતા ટાઢા પડસે ત્યારે તેને માટે ગરમ કરી ડામ અપાયા કરસે તે દિવસમાં કે સુમાર તેનો પચાસ હજાર વરસનો છે એટલા સુધી કે બનદાઓના વચમા હુકમ થસે પછી જોસે પોતાનો રસ્તો જન્નત ( સ્વર્ગ ) ની બાજુ અથવા જહન્મ ની બાજુ બીજી હદિસ કોઇ માણસ નથી કે હોય તેની પાસે ઊંટ અથવા ગાય કે બકરી કે હક [ ઝકાત ) તેનું અદા ન કરે પણ તે કયામતના દિવસે ઘણા જબરા અને મોટા લાવ્યા જસે કચડસે તેને પોતાના પંગોથી અને મારસે તેને પોતાના સીગડાઓથી જયારે પાછલુ ટોલુ તેનું જસે ત્યારે પહેલુ ટોલુ પાછુ લવાસે અહી સુધી કે માણસોની વચમા ફેસલો કરસે આ બેઊ હદિસ ખરી છે, મીશકાત શરીફની કિતાબુઝઝકાતથી નકલ કરી છે ફાયદો દરેક માલદારને જરૂર છે કે ઝકાતના મમલાઓથી જાણીતા થાય એટલા માટે કે જે વાતનો સબંધ દીનથી હોય છે તે વાત જ્યારે કામકાજમા આવે ત્યારે તેનુ જાણવુ ફરજ છે દાખલો કોઇ માણસ કાફીર હતો અને તે જોહરના વખતમા આવ્યા પહેલા મુસલમાન થયો તો તે વેળા તેનાપર માત્ર કલેમો લાઇલાહ ઇલ્લિલ્લાહો મોહમદુરરસુલોલ્લાહના અર્થ જાણવા ફરજ છે અને જ્યારે જોહરનો વખત આવે ત્યારે તેના પર ચાર રકાત ફરજનુ જાણવુ ફરજ થસે એવીજ રીતે જ્યારે માણસ વેપાર કરે અથવા હલાવી શરૂ કરે ત્યારે તેના પર વેચવા ખરીદવાના કાયદાઓનુ જાણવું ફરજ છે એજ મતલબ હદિસનો છે કે દરેક મુસલમાન પર ઇલ્મનુ શીખવુ ફરજ છે

## " ભાગ બીજો ઝકાત દેવામાં શું નુકતો (ભેદ) છે તેના વર્ણનમાં "

ઝકાતની હકીકત અને તેની બારીકીને જાણી, ઝકાતને આપવુ ઘણુજ સારૂ છે પછી જો એમ નહી તો એવા માણસના જેમ છે કે એક શબ્દ બોલે છે અને તેના અર્થથી વાકેફ નથી. પહેલી બારીકી દરેક મુમીન અલ્લાહતાલાની મોહબ્બતમા પોતાને ખરો અને સાચો જાણે છે એવી રીતે કે તે ખુદાનો દોસ્ત છે હવે આ દાવાની સાબેતી માટે અલ્લાહતાઆલાએ દલીલ કાયમ કીધી છે કે જયારે બદો પોતાના માલને જે જગતમા ઘણોજ પીયારો છે તેને ખુદાની દોસતીમા તેના હુકમ પરમાણે આપે, ત્યારે આથી જણાય કે આ બનદો ખુદાની દોસતીને બધાથી પ્રથમ સમજયો છે જો એમ ન હોત તો પોતાનો માલ જે ઘણોજ પીયારો છે તેને ખુદા માટે ફકીરને કેમ આપત બીજો નુકતો માલ મોટી નેઅમત ( ખુદાની આપેલી ચીજ ) છે કે તેના કારણથી દુનયા અને આખેરતમા અલ્લાહ તાઆલા આરામ આપે છે અને આ ખુલ્લુ છે કે જે વસ્તુ દુન્યા તથા આખરતમા રાહત આપનારી હોે તેનો ઉપકાર જરૂર છે જેમકે નમાઝ રોઝો હજજ દેહનો ઉપકાર હવે મુમીન જયારે પોતાને સારી હાલતમા અને બીજાને નબલી હાલતમા જુવે તે વેલા દીલમા સમજે કે જેવો હુ ખુદાનો બદોછુ તેવોજ તે પણ ખુદાનો બદો છે. અલ્લાહની કુદરતથી દુર નથી કે તે મારા જેવો થાય ને હુ તેના જેવો થાઉ હવે તે અલ્લાહનો બદો જે માગતો ફરે છે અને હુ માગતો નથી તો તેના શુકરમા જોઇએ કે હુ તેની સાથે નરમાસથી કાઇ સલુક કરૂ જેથી તે રાજી થાય અને ગમગીનીથી ન ફરે. ત્રીજો નુકતો લુગત (ડીકશનરી)મા ઝકાત પાક (પવીતર) કરવાને કહે છે અને પ્રખીયાત છે કે ઝકાતના આપવાથી બાકીના માલને પાક કર્યું છે. જાણવુ જોઇએ કે માણસનુ દીલ કજુસ પણાની નાપાકીથી જે નાપાક થાય છે તેને માલની ઝકાત પાક તથા સાફ કરે છે જેમકે પાક પાણી બદનની નાપાકીને પાક સાફ કરે છે અને દીલની નાપાકી બુરી ચીજ છે કે ખુદાથી દુર કરે છે. જેમ કે દેહ નાપાક હોવાથી જયા સુધી પાક સાફ ન થાય તયા સુધી નમાઝથી દુર રહેશે અને નઝદીકી (પાસે પણ) હાંસેલ થશે નહી. હવે અલ્લાના રસતામાં જે માલ ખર્ચ કરાય છે તે વઝુના પાણીના જેમ છે. પાણી ધુવે છે જાહેરની નાપાકીને અને માલની ઝકાત બાતીન (ભીતર)ની નાપાકી

ને ધુવે છે એટલાજ માટે બની હાશમ ( સૈયદો )ને ઝકાત દેવી દુરસત નથી: કેમકે ઝકાત માલનો મેલ છે અને સૈયદ ઘણા પાક અને બુઝરગોના બુઝરગ છે અને ઝકાતનો માલ અસલમાં ધોવાવાલો નાપાકીનો છે અને સૈયદોનુ બયાન બારમા ભાગમાં ખુદાનુ ચાહ્યુ હશે તો આવશે.

## " ભાગ ત્રીજો ઝકાતના અદબના વર્ણનમાં "

જેને પોતાની બદગીનો કામલ સવાબ જોઇતો હોય તો તેને જોઇએ કે લખેલા અદબ પ્રમાણે કરે પહેલો અદબ ઝકાત દેવામા જેમ બને તેમ જલદી કરવુ. ઘણાં સવાબ (પુન્ય) છે. વરસ પુરૂ થયાની વાર જુએ નહી અને ઝકાત અદા કરવાને ફરજ નમાઝ પર કિયાસ (ધારણા) કરે નહી. ફરજ નમાઝ ને વખત વખતે અદા કરવુ દુરસ્ત નથી, અને ઝકાત વખત આવા અગાઊ પણ દુરૂસત છે. કેમ કે માલની બંદગીનો કાયદો જુદો છે અને દેહની-બદગીનો કાયદો જુદો છે અને ઝકાતને જલદી આપવામા કેટલા ફાયદા છે પહેલો ફાયદો આકે તેની ખુશી બદગી પર જાહેર થાય છે એટલા માટે તેણે વાજેબ થયા આગલથી બદોબસ્ત કરયો અને ખુલ્લુ છે કે વાજેબ થયા પછી અદા કરવુ બીકથી હોય છે. અને તેનાથી પહેલા મુહબ્બત અને દોસ્તીથી હોય છે. બીજો ફાયદો આ છે કે તેણે ફકીરોના દીલને જલદીથી ખુશી કર્યું. તે બધા ખરાપણાથી દુઆ કરશે અને ફકીરોની દુઆ બલાઓથી બચવાનો એક કીલ્લા છે તેપર દુશમનના લશકરની ચડાઇ કઠણથી હોય છે. ત્રીજો ફાયદો આ છે કે ઝકાત જલદી દેવાથી જમાનાની બલાથી તે બેપરવા રહેશે કેમકે બનવાજોગ છે કે કોઇ બલા આવે તો તેના કારણથી તે બચે એટલા માટે બહેતર છે કે જ્યારે કોઇને કોઇ સારૂ કામ કરવુ દીલમા આવે ત્યારે વાર લગાડે નહી. હદિસમા આવ્યુ છે કે પોતાનું નેક કામ જો બનવા જોગ છે તો કાલપર ન મુકે. અને એજ આદત બુઝરગોની હતી. જેમકે નકલ ( કહાણી ) છે કે, એક બુઝરગ પોતાના મુરીદ પાસે કુરતો મુકી સંડાસમા ગયા હતા કે તેમના મનમા આવ્યુ કે મારો કુરતો કોઈ ફકીરને દેવો જોઇએ. સંડાસમાથી નીકલતાજ મુરીદથી કુરતો લઇ ફકીરને આપ્યો મુરીદે પુછ્યુ કે આટલી જલદી તમે કેમ કરી. જવાબ આપ્યો કે હુ બીઉ છુ કે મારા દીલમા બીજી કઇ વાત આવે અને આ સારા કામથી ફેરવે. બીજો અદબ મોહરરમ માસ તથા રમજાન માસમા ઝકાત દેવાનો સવાબ વધારે હોય છે. વખતની બુઝરગીના કારણથી જનાબ રસુલ ( સલ ) કે તેમના જેવા કોઇ માણસ સમજદાર પેદા થયા નથી. રમજાન શરીફમાં કોઇ ચીજ પોતાના મકાનમા રાખતા નહોતા બધુજ ખુદાના રસ્તામા તેવણ ખરચ કરતા હતા. હમણાના કેટલા લોકો જે જુમ્માના દીવસ કઇ કઇ આપ્યા કરે છે એની પરવા નથી એવા કામને કોઈ બીદીઅત ( નવુ ) ન સમજે કેમક જુમમનો દિવસ પણ બુઝરગ અને બરકતનો છે ત્રીજો અદબ આ છે કે ઝકાત દેવામા ખુદને રાજી રાખવાની નૈયત ( મતલબ ) કરે અને છાની [1] આપવી ઘણી સરસ છે કે માત્ર ઝકાત લેનારજ જાણે કે ઝકાતનો માલ છે. અને બીજા સદકાઓ ( દાન ) મા લેનારને પણ ન જાણવુ ઘણુજ સારૂ છે હદિસમા આવ્યુ છે કે જો કોઇ માણસ વગર નયત શુકરથી કહે કે મે ફલાણુ નેક કામ કર્યું તો એ અમલ ( કરણી ) રિયા ( લોકોને દેખાડવા ) માં લખાશે. અને એટલા માટે આગલા બુઝરગો એટનુ છાનુ રાખતા હતા કે આંધના ફકીરોના હાથમા આપતા અને વાત કરતા નહી, કે તે પુછ પરછ કરે નહી કે ફલાણાએ દીધુ છે. અને સુતેલા માણસના કપડામા બાંધી ચુપચાપ ચાલ્યા આવતા અને વાત પણ કરતા નહી કે તે ઉઠેથી પુછપરછ કરશે, કે ફલાણાએ દીધુ છે. ચોથો અદબ ફકીરોપર એહસાન રાખી અને નારાજ કરી પોતાના અમલને હલકો ન કરે. ફરમાવ્યુ છે અલ્લાહ તાઆલાએ ત્રીજો સીપારો સુરે બકરમા કે એ ઇમાનવાલાઓ પોતાની ખેરાતને એહસાન રાખી તેમ ઇજા દઇ બરબાદ ન

---

'૧' ઝકાતને જાહેરમા આપવી પણ બહેતર છે અ.

કરો. હવે એહસાન રાખી ખેરાતને બાતેલ કરવી તે કેટલી રીતે થાય છે. એક તો આ છે કે ખેરાત આપનાર સમજે છે કે તેણે ફકીરોપર એહસાન કર્યું. ફકીર તેનો તાબેદાર છે. અને તે ઉમેદ રાખે છે કે ફકીર તેની ખીજમત કરે અને બીજા કામોમાં કમર બાંધી રહે અને તેને પહેલા સલામ કરે તેમ તેની ઇજજત પણ વધારે. અને જો કદી ફકીરથી કઇ ભુલ થાય તો તાજુબ કરે છે. અને કહે છે કે મે તેની સાથે ભલાઇ કરી છતા ફકીરે આવું કર્યું. જાણે કે આ બધી વાતો નાદાન અને બેવકુફ લોકોથી થાય છે. કેમકે ફકીરની પુરી મહેરબાની છે કે તેણે તેમની ખેરાતને કબુલ કરી છે. જોઇએ કે ફકીરથી એક દોઆની પણ ઉમેદ ન રાખે. જેમકે હઝરત આઇશાં તથા ઉમ્મે સલમા ( રદી ) જ્યારે કોઇ ફકીરને કઇ આપતા હતા ત્યારે કહેતા કે ફકીર શુ દુઆ કરે છે તે યાદ રાખો કે તેને બદલે તેઓ બધા પણ તેજ દુઆ કરે અને ખેરાતમા ખાલેસપણુ બાકી રહે. અને નારાજ કરી તેમ હેરાન કરી ખેરાતને બાતેલ કરવુ. પણ કેટલીક રીતે થાય છે ફકીરને જોયાથી મોઢુ ફેરવવુ અને બેચેન થવુ તેમ સખત વાત સભળાવી અને માગનારને બુરૂ સમજવુ, તેમ હલકાવથી જોવુ, જાણે કે ફકીરનો મરતબો માલદારથી બેઉ જહાનમા વધારે છે હદિસમા આવ્યુ છે કે ફકીર, માલદારોથી, પાચસો વરસ આગળ જન્નતમા જશે અને ફકીરોને કોઇ વાતનો ગમ નથી. જેમકે માલદારોને દુનિયાની પાછલ લાગુ રહેવુ તેમ તેના ગમમા હમેશા રહેવાનુ છે. પાચમો અદબ પોતાનો જે માલ સારો અને હલાલ હોય તેને ખેરાતમા આપે અને જો કાઇ શુબાહ ' ( વહેમ )નો માલ હોય તો તેને ઝકાતમા ન આપે કેમકે અલ્લાહ તાલા પાક છે તેમ પાક ચીજને કબુલ (પસદ) કરે છે જો એમ ન હોય તો કબુલ થશે નહિ અલ્લાહ તાઆલા ફરમાવે છે કે ત્રીજા સીપારા સુરે બકરમા ઇરાદો ન કરો, ખબીસ માલ પર કે ખરચ કરો તેને. અને તમે તેને લેવાવાલા નથી. પણ એ કે આંખ વીચીલે ખુલાસો આ છે કે જે ચીજ લેતી વેલા તમને બુડી લાગતી હોય તેવી ચીજને ખુદાના રસતામા ખર્ચ ન કરો. ખુલ્લુ છે કે સારી ચીજ ઘરમા રાખી ખરાબ ચીજ મેહમાનને આપવી. જેમકે મેહમાનને હકીર જાણવુ છે. પછી કેમ દુરસ્ત થાય કે અલ્લાહના રસ્તામા અથવા તેના સારા સારા બંદાઓને દેવાય અને ખરાબ ચીજ આપયાથી જણાયુ છે કે સારી ચીજ ખુદાના રસતામા આપવુ તેને બુરૂ લાગે છે હવે જો ખુશી દીલથી ખેરાત ન આપે તો બીક છે, કે અલ્લાહતઆલાને ત્યા કબુલ ન થાય. હદિસમા આવ્યુ છે, એક દીરહમ ( ચાર આની જેટલો સીકકો છે ) નો સદકો જે સારી નેયત અને હલાલનો હોય તે હજાર દીરહમથી સવાબમા વધી જશે અને અલ્લાહ સરી રીતે વધારે જાણકાર છે

## " ભાગ ચોથો ઝકાતના માલની જાતીઓના વર્ણનમાં "

'૧' જો કોઇ માણસ પાસે હરામનોજ માલ હોય અથવા થોડો હરામનો અને થોડો હલાલનો હોય અને તે બન્ને મેલવી દીધો હોય અને જે હરામનો માલ છે તેના દેણનો તેની પાસે જુદો માલ હોય તો તે મેલવેલા માલમા ઝકાત વાજેબ થશે અને જો કોઇ સવાબની નૈયતથી કોઇ ફકીરને ખરા હરામના માલથી ઝકાત વગેરે આપશે. તો તે કાફેર થશે. અને જો તે ફકીર જાણતો હોય ને દુઆ કરે અને આપનાર આમીન કહે તો બેઉ કાફેર થશે અને જો પારકો માણસ આમીન કહે તો તેનો પણ એજ હાલ જણાય છે. અને માણસો આથી ભુલાવામા છે. અને જાહેલો તેમાં ફસાયલા છે. ગ.

ઝકાત ફરજ છે. દરેક મુસલમાન [1] આઝાદ [2] પર જે આકિલ [3] ( બુદ્ધીવાન ) તેમ બાલેગ [4] ( જવાન ) અને વધનારી [5] ચીજના નિસાબ [6] ( કોરમ )નો માલેક હોય અને મળ્યાના દિવસથી એક વરસ [7] તેના માલેક પણાંમાં રહે અને તે ચીજ તેની જરૂરની [8] ચીજોથી વધારે હોય જેમ કે રહેવાનુ મકાન અને પહેરવાના કપડા તથા ઘરનો સામન અને એ વગર બીજી જે જરૂરની હોય તે પણ બાદ કરાય.

---

'૧' કાફિરપર ઝકાત વાજેબ નથી. અને જેમ ઇસલામ ઝકાત વાજેબ થવા માટે શરત છે. એમજ ઝકાતના બાકી રહેવા માટે પણ શરત છે એટલે જો કોઇ ઝકાત વાજેબ થયા પછી મુરતદ થાય અને જ્યા સુધી તે મુરતદ રહે ત્યા સુધી તેનાપર ઝકાત વાજેબ નથી જેમકે મર્યા પછી વાજેબ નથી. મેરાજે દ ાયા. શૈરૂરીએ કહ્યુ છે કે દારૂલ હરબમા જો કોઈ મુસલમાન થાય અને કેટલીક મુદ્દત સુધી ત્યા રહી પછી દારૂલ ઇસલામમાં આવે તો ઇમામેને તે બન્નેની ઝકાત લેવાનો અખતયાર નથી કારણ કે તે તેની હુકુમતમા હતો નહી પણ જો તે પોતે ઝકાત વાજેબનુ જાણતો હશે તો તેનાપર ઝકાત વાજેબ થશે. અને તેના અદા કરવાનો ફતવો પણ અપાશે. અને એમ ન હશે તો નવાજેબ થશે અને ન જજમેન્ટ અપાશે અને જો કોઇ જીમ્મી દારૂલ ઇસલામમા મુસલમાન થાય પછી તે ઝકાત વાજેબ થવાનુ જાણતો હોય કે ન હોય પણ તેના પર ઝકાત વાજેબ થશે અ.

'૨' ગુલામ પર ઝકાત વાજેબ નથી પછી તે મુદબ્બર હોય કે મુકાતબ કે ઉમ્મેવલદ કે કોશીશ કરનારો કે તેને વેપર કરવાનો હુકમ આપેલો હોય અ.

'૩' દીવાના પર જો તે બધુ વરસ દીવાનો રહે તો ઝકાત વાજેબ નથી અને જો કોઇ શરૂથી દીવાનો હોય તેમ દીવાનપણામાજ બાલેગ થાય તો તેને માટે ઇમામ અબુહનીફા (રહ) ના નજદીક શરૂ વરસમા સા । થવાનો ભરોસો થશે અને જો ગાડાપણુ શરૂથી ન હોય ને નિસાબન માલિક થયા પછી વરસના કોઇ પણ ભાગમા થોડા વખત જો સારા થાય તો પણ ઝકાત વાજેબ થશે અને જે માણસ બેહોશ હોય પછી તે થોડુ કે ઘણુ તેના પર પણ ઝકાત વાજેબ થશે અ.

'૪' સગીર પર ઝકાત વાજેબ નથી. પણ બીજા ત્રણ મજહબોમા વાજેબ છે. અને જે બાલેગ થાય ત્યારથીજ શરૂ વરસનો ભરોસો થશે અ.

'૫' જેમકે ચાદી, સોનુ રોકડ નાણુ, વેપારનો માલ, ચરતા પ્રાણીઓ એટલે ઉટ, ગાય, ભસ, બકરા, ઘેટા, દુમબા છે. એમા જો કોઇ નિશાબનો માલિક હોય તો તેને ઝકાત તથા ફીતરાનો મદદ કુરબાની દેવી વાજેબ છે અને તેને ઝકાત તથા નજર તેમ વાજેબ સદકો લેવો દુરસ્ત નથી. અને એ વગર બીજા બધા માલમા એટલે મજકુર ચરતાં પ્રાણીઓ તથા વેપારના માલ વગર જેમકે જગલી જનાવરો તથા કીરાયાના મકાનો, દુકાનો, વાસણો, કાચ, કુરસીઓ. વગેરેમા ઝકાત વાજેબ નથી. તેમજ ઝકાત નજર વાજેબનો સદકો લેવો તેને દુરસ્ત નથી. પણ તેને કુરબાની તથા ફીતરો આપવો વાજેબ છે દ. વ.

'૬' નિશાબ એટલે શરીઅતે ઝકાત વાજેબ થવા માટે ઠેરવેલો આંક જેમકે સોનામા વીસમિસકાલ, ચાદીમા બસો દિરહમ, ઊટમા પાચ, ગાયમા ત્રીસ, બકરામા ચાલીશ વગેરે ઠેરવેલા આકથી ઓછે હોય તો ઝકાત ફરજ નથી. મો. સ.

'૭' આ વરસથી મતલબ ચદ્રનુ વરસ છે સુર્યનુ વરસ નથી. અ.

'૮' એવીજ રીતે પોતાને તેમ પોતાના નાના બચ્ચાઓને ખોરાકી પોશાકી, સવારીનુ જાનવર, ખીજમતનો ગુલામ, વાપરવાનો અસબાબ, ઇલમવાલાઓ માટે ઇલ્મની કિતાબો, ધધાના હથીયારો વગેરે છે. મો. સ.

**મસલો**—વધનારી ચીજો બે જાતની છે પહેલી જાત વેપારનો માલ પછી તે માલ ખાસ નથી કોઇ પણ જાતની ચીજ હોય, બીજી જાત ચરતા[1] જનાવરો[2] કે માત્ર ચરીને ખાય અને તેનાથી બચ્ચા અને દુધ[3] લેવાનો ઇરાદો હોય છે હવે જો કોઇ માણસ શહેરમાં અથવા ગામડામા કોઇ જનાવરને બધી[4] ખવડાવે તો તે ચરતામા ગણાશે નહી અને તેમા ઝકાત વાજેબ નથી.

**મસલો**—જો કોઇ બલદ ગાય ગધેડુ વગેરે ચરીને ખાય તો આ રૂપમા વધારે ચરવાનો ભરોશો કે થઇ એટલે જો અરધા વરસથી વધુ થઇને ખાય તો તે ચરતા સમજાશે અને જો અરધા[5] વરસથી કમ ચરીને ખાય તો તે ચરતામા ગણાશે નહિ અને જો વેપારના છે અને તે (૭) માસ અથવા એથી વધુ ચરીને ખાય અને તેનો માલેક પણ ચરીને ખવડાવની નૈયત કરે તયારે તે ચરતાઓમા ગણાશે જેમકે એક ગુલામ વેપારનો છે અને તેના માલેકે ઇચ્છયુ કે કેટલા વરસ તેનાથી ચાકરી લે, પછી ચાકરી લે તોતે ગુલામ તીજારતનો રહેશે અને જો નૈયત કરી કે તેને વેપારથી કાઢી ચાકરી માટે રાખે તયારે તે વેપારના માલથી નીકલી જશે અને જે ચીજો કે તેનાથી ઇરાદો કાયદો લેવાનો હોય છે. જેમકે સવારીના તથા બોજાહના બલદ તે બધા ચરતામા રહેશે. હવે જો ઇરાદો કરે ચરતા જનાવરોનો માલેક કે તેને કામમા લે અથવા તેને બાવી ખવડાવે પછી એમ કર્યુ નહી અને વરસ દિવસ થયો તયારે તેપર ચરતાની ઝકાત વાજેબ થશે કેમકે માત્ર નૈયતથીજ છે જયા સુધી નૈયત પ્રમાણે કામ ન કરે તે જનાવર ચરતામા બાકી રહેશે

**મસલો**—જો કોઇ ચરતા જનાવર વારસામા મલે અને તેના માલેકપણા માવરસ થાય અને તેની ચરીને ખવડાવાની નૈયત કરી ન હોય તો પણ તેનાપર ઝકાત વાજેબ થશે,

## " ભાગ પાંચમો ઉંટની[6] ઝકાતના વર્ણનમાં "

પાચ ઉંટથી ઓછામા ઝકાત નથી અને પાચમા એક બકરી દેવી વાજેબ છે અને દસમા બે બકરી તેમ પંદરમા ત્રણ બકરીઓ અને વીસમા ચાર બકરીઓ અને પચ્ચીસમા બીનતેમખાસ એટલે એક વરસનુ એક ઉંટણીનુ બચ્ચુ જે વરસનુ થઇ બીજુ વરસ બેઠુ હોય એવીજ રીતે ત્રીજા વરસ અને ચોથા વરસમા પણ એવોજ ભરોસો છે એટલે ત્રીજા વરસનુ ચોથા વરસમા અને ચોથા વરસનુ પાચમા વરસમા અને છત્રીસમા બીનતે લબુન એટલે બેવરસનુ એક ઉંટણીનુ બચ્ચુ

---

૧ થી મતલબ આ છે કે મફત ચરવાનુ હોય જો સરકાર ( મસલાની કાયદા વિરૂદ્ધ ) ચરણ હરરાજ કરતી હોય અથવા કોઇ જમીનવાલો ચરણને બદલ મહીનાનુ કે વરસનુ કર લેતો હોય તો તે ચરણ ગણતરીમા નથી પણ તે પૈસે ચારો ખવાડવાની ગણતરીમા થશે **મો. સ.**

૨ થી મતલબ ઉંટ, ગાય, ભેંસ, બકરા, ઘેટા, દુમબા છે અને જો એ વગર બીજા જનાવરો વેપારના હેય તો તેમા પણ ઝકાત વાજેબ છે અને વકફના જનાવરોમા ઝકાત નથી **મો. સ.**

'૩ તેમજ મોટા કરવા માટે રાખેલા હોય અને જો માસ ખાવા અથવા સવારી માટે હોય તો ચરણમા ગણાશે નહી **બ.**

'૪ પછી તે ચારો કીમતથી હોય કે બીન કીમતથી મફતના હોય તે ચરતા જનાવરોની ગણતરીમા રહેશે નહી **બ.**

'૫' અને જો ૭ માસ ચરીને તથા ૭ માસ ઘરમા ખાય તે પછી કીમતથી હોય કે મફત તો પણ ચરતાની ગણતરીમા થશે નહી. **બ.**

'૬ ઉંટોમા અરબના તથા બીજા ઉંટો કાયદામાં સરખા છે. **હ.** અને ઓછામા ઓછી ઉમર જેમા ઝકાત વાજેબ છે. તરફૈન ( રહ ) ના નજદીક ચરતા ઉંટોમા બીજુ વરસ બેઠુ હોય **ત.**

જે ત્રીજુ વરસ બેઠુ હોય અને છેતાલીતમા હિકકહ એટલે ત્રણ વરસનુ એક ઉટણીનુ બચ્ચુ જે ચોથુ વરસ બેઠુ હોય અને એકસઠમા જિઝઅહ એટલે ચાર વરસનુ એક ઉંટણીનુ બચ્ચુ જે પાચમુ વરસ બેઠુ હોય અને છોતેરમા બે બીનતેલબુન એટલે બે વરસના બે ઉટણીના બચ્ચા અને એકાણુંથી એકસોવીસ સુધી બે હિકકહ એટલે ત્રણ ત્રણ વરસના બે ઉંટણીના બચ્ચા પછી જયારે એકસોવીસ પર વધે તયારે જે એકસોવીસ પછી વધુ છે તેમા ફરી શરૂની રીત પ્રમાણે આપવુ ફરજ છે એટલે પછી તે વધારેમા અનેક પાચમાં એક એક બકરી વાજેબ છે તો એકસો પચીસમાં બે હિકકહ એટલે ત્રણ ત્રણ વરસના બે ઉટણીના બચ્ચા અને એક બકરી અને એકસો ત્રીસમા બે હિકકહ અને બે બકરી અને એકસો પાત્રીસમા બે હિકકહ અને ત્રણ બકરી અને એકસો ચાલીશમાં બેહિકકહ અને ચાર બકરીઓ અને એકસો પીસતાલીસમા બેહિકકહ અને બીનતેમખાસ એટલે બે ત્રણ ત્રણ વરસના અને એક એક વરસનુ અપાય અને એકસોપચાસમાત્રણ હિકકહ દેવાય પછી જયારે એકસો પચાસ પર વધુ હોય તયારે તે વધારેમા શરૂનીજ રીતથી દરેક પાચ પર એક એક બકરી વાજેબ થશે એટલા સુધી કે જયારે એકસો પચોતેર થાય તયારે તેમા ત્રણ હિકકહ અને એક બીનતેખાસ વાજેબ થશે એવીજ રીતે જયારે એકસોપચાસપર છત્રીસ વધે તયારે બીનતેલબુન ત્રણ હિકકહની સાથે આપે અને છેતાલીશ વધે તયારે એક હિકકહ આગલા ત્રણ હિકકહઓની સાથે એટલે ચાર હિકકાઓ આપે અને એકસો છનુથી બસો સુધીમા અખતયાર છે કે બસો ઉટમા ત્રણ વરસના ચાર ઉટણીના બચાઓ કે દરેક પચાસમા એક એક હિકકો પડે છે તે ઝકાતમા અદાકરે અથવા બે બે વરસના પાચ ઉટણીના બચાઓ કે દરેક ચાલીસમા એક બીનતેલબુન પડે છે તે ઝકાતમા આપે પછી જયારે બસોથી આગલ વધે તયારે પછી તેજ હિસાબથી જે આગળ લખયુ છે એટલે પાચમા એક બકરી અને દસ પર બે બકરી અહી સુધી કે પચીસમા એક બીનતેમખાસ (એક વરસનુ એક બચ્ચુ) અને છતરીસમા બે વરસનુ એક બચ્ચુ હવે એવીજ રીતે જેમ ઉપર બયાન થયુ છે તેજ હિસાબથી દેવાશે અને અખતયાર છે ... જેવી રીતે ઝકાતના મસલાઓમા બયાન થયુ છે તેવી રીતપર અમલ કરે અથવા તેની કીમત અદા કરે અને કીંમતનુ અદા કરવુ પણ અમારા હનફી મઝહબમા દુરસ્ત છે

## (ભાગ છઠો ગાય '૨' તેમજ બળદ તથા ભેંસ, પાડાની ઝકાતના બયાનમાં)

ત્રીસ ગાયથી ઓછામા ઝકાત વાજેબ નથી અને ત્રીસ ગાયમા જે ચરનારી હોય એક વરસનુ એક બચ્ચુ જે બીજુ વરસ બેઠું હોય પછી તે નર હોય અથવા નારી વાજેબ થશે. અને જો ત્રીસ પર વધુ હોય તેમા કાંઇ નથી જયા સુધી પુરા ચાલીસ ન થય અને ચાલીસમાં બે વરસનુ એક બચ્ચુ જે ત્રીજુ વરસ બેઠુ હોય પછી તે નર હોય કે નારી અને ચાલીસના ઉપર જેટ વધુ હોય તો તેમા અબુહનીફા (રહ) થી ત્રણ રિવાયતો છે (૧) રિવાયત એકતાલીસમાં બે વરસની એક વાછરડી અને બે વરસની વાછરડીનો ચાલીસ ( ૧/૪૦ ) મો ભાગ અથવા બે વરસની એક

'૧' ઉટની ઝકાતમા નારીજ દેવી જોઇએ પણ જો નર તથા નારીની કીમત બરાબર હોય તો નર એટલે ઉટ પણ દેવો દુરસ્ત છે. બ.

'૨' ગાય, બળદ, તથા ભેંસ, પાડો એ બધા એકજ છે. બન્નેનો નિશાબ પણ એક છે. અને જો બધા ભેગા હોય તો જે વધારે હોય તેમાથીજ અપાય અને જો બરાબર હોય તો ભારેમથી હલકાને અને હલકામાથી ભારેને લે. ૨. અને ઝકાત દેવામા બીજુ વરસ બેઠેલુ બહેતર છે. ખ. અને એમા ઓછામાં ઓછી ઉમર જેમા ઝકાત વાજેબ છે. તરફૈનના નજદીક બીજુ વરસ બેઠું હોય. ન.

વાછરડી અને એક વરસની વાછરડીનો ત્રીસ ( $\frac{1}{30}$ ) મો ભાગ વાજેબ થાય છે. ( ૨ ) રિવાયત ગાય પચાસ સુધી ન હોય ત્યા સુધી ઝકાત વાજેબ નથી. પછી જ્યારે પચાસ હોય ત્યારે તેમાં બે વરસની એક વાછરડી અને તેની ચોથાઈ ( $\frac{1}{4}$ ) લે. એક રિવાયતો ઈમામ સાહેબથી નકલ છે હસન ( ૨૬ ) થી જે મશહૂર ફકીહોમાથી છે ( ૩ ) રિવાયત જે મનકુલ છે અસદ અબેને ઉમર ( રદી ) થી તે આ છે કે જ્યા સુધી સાઠ ન થાય ત્યા સુધી જેટલા કે ચાલીસમા વાજેબ છે તેથી વધુ કાઈ વાજેબ થશે નહિ અને જયારે સાઠ થશે ત્યારે તેમા એક એક વરસના બે વાછરડા વાજેબ થશે. દોરરે ગારર ( એક કિતાબનુ નામ છે ) ના લખાણથી જણાય છે કે એહતેયાત ( સારી ) પહેલી રિવાયતમા છે. પછી સીત્તેરમા બે વરસની એક વાછરડી અને એક વરસનો એક વાછરડો અને એસીમા બે વરસની બે વાછરડી અને નેવુમા ત્રણ ત્રણ વરસના ત્રણ વાછરડા અને એકસો પર બે વરસની એક વાછરડી અને એક વરસના બે વાછરડા અને એકસો દસમા બે વરસની બે વાછરડી અને એક વરસના એક વાછરડા અને એકસો વીસમા બે વરસની ત્રણ વાછરડીઓ અથવા એક એક વરસના ચાર વાછરડા દે

**મસલો** —ભેસ ( પાડા ) ગાય ( બળદ ) ના જેમ છે અને કાયદામા બન સરખા છે.

## ( સાતમો ભાગ બકરી [1]ની ઝકાતના બયાનમાં )

**મસલો.**—બકરીની જાતીમા બકરા, ઘેટા, ઘેટી અને દુમબો, દુમબી પણ દાખલ છે જેમકે ગાયની જાતીમા બળદ, ભેસ, પડો દાખલ છે

**મસલો** —ચાલીસ બકરીથી કમમા ઝકાત વાજેબ નથી અને ચાલીસ બકરીઓથી એકસો વીસ બકરીઓ સુધી એકજ બકરી દેવી વાજેબ છે પછી જયારે તેથી એક વધુ હોય ત્યારે બસો સુધી બે બકરી પછી જો બસોથી એક વધુ હોય ત્યારે તેમા એક કમ ચારસો સુધીમા ત્રણ બકરી પછી ચારસો પુરા થયેથી ચાર બકરી તે પછી દરેક સોમા એક એક બકરી અને ઝકાતમા તે બકરી આપ કે એક વરસ થઈ બીજુ વરસ બેસે

**મસલો** —હસન ( ૨૭ ) એ રિવાયત કરી છે અબુહનીફા (૨૯)થીઅને એજ કાલ (વચન) સાઅને અબુયુસોફ તથા મોહમદ (૨૯) અને શાફેઈ (૨૯)નો છે કે છ માસના દુમબાથી ઝકાત દેવી દુરસ્ત છે જેમ કે કુરબાની દેવી દુરૂસ્ત છે અને છ માસથી ઓછાની દુરૂસ્ત નથી.

**મસલો** —નર અને નારી બેઉ નિસાબ (કોરમ)મા ગણાય છે

**મસલો** —ઝકાત દેનારપર વચલા વર્ગનુ જનાવર ઝકાતમા આપવુ વાજેબ છે જો ઊચા વગનુ આપ તો વચલાના હિસાબથી વધારે તે પાછુ લે અને જો અદના વગનુ આપે તો એજ હિસાબથી કમતી પાછુ દે એટલે વચલાની કીમતના હિસાબથી ઉચાની કીમત જેટલી વધુ કરે તેટલી કીમત ઝકાત લેનારથી પાછી લે દાખલો વચલાની કીમત બાર આના હોય અને ઉચાની કીમત એક રૂપીઆ હોય તો જો ઊચુ દેતો ચાર આના પાછા લે અને જો અદના આપે તો ઝકાત લેનારને ચાર આના બીજા દે અને જો વચલુ આપે તો ન પાછુ દે ન પાછુ લે કેમકે વચલુજ આપવાનો તો હુકમ છે અથવા ફકીરને કીમત આપે એટલે જોઈએ તો વચલે વાળેની બકરી દે અગર જોઈએ તો તેની કીમત દે એ લખાણુ દોરરે ગોરરનુ છે અને આથી આ પણ જણાઈ છે કે હલકુ અને ભારી આપવામા માલેકની ખુશી પર રાખવુ સારૂ છે ન લેનાર ફકીરની મરજી પર રખાય

---

( ૧ ) બકરા, ઘેટા, દુમબા, ભેગા હોય તો જે વધારે હોય તેમાથી વરસના જનાવરને ઝકાતમા અપાય અને જો બરાબર હોય તો જેમાથી જોઈએ તેમાથી આપે અને એમા ઓછામા ઓછી ઉમર ઝકાત વાજેબ થવામા તરફેનના નજદીક પુરૂ વરસ છે. ત. અ.

અને બચ્ચાની મા બકરી હોય તો તે બચ્ચુ બકરી કહેવાશે અને તેમા ઝકાત વાજેબ થશે અને જો તે બચ્ચાની મા હરણ હોય ત્યારે તેમાં ઝકાત વાજેબ નથી અને તે બચ્ચુ હરણનુ કહેવાશે કાયદો બચ્ચામાં ભરોશો માનો છે. જેમકે આઝાદ થવામા અને ગુલામ થવામા ભરોશો માનો છે. એવીજ રીતે જો કોઇ બચ્ચુ અહલી ( શેહરી ) તથા વહશી ( જંગલી ) ગાયથી પેદા થાય ત્યારે પણ ભરોસો માનો છે જો તે બચ્ચાની મા અહલી ગાય છે તો તેમાં ઝકાત વાજેબ થશે અને જો એમ ન હોય તો ન થશે-

## " ભાગ આઠમો જનાવરોના બચ્ચાંઓની ઝકાતના બયાનમાં "

બકરી તથા ઘેટી અને દુમબાના બચ્ચા અને ઊંટ તથા ગાય ( ભેસ ) ના બચ્ચા એક વરસન ન થાય અને જે જનાવરોનો નિશાબ જેટલાથી થાય છે તેના બચ્ચાં તેટલા પુરા હોય તો તેના નિશાબ ( કોરમ ) નો ભરોસો નથી. અને તેથી ઝકાત દેવી પણ વાજેબ નથી.

**મસલો**—જો નાના બચ્ચાઓની સાથે કોઇ મોટુ બચ્ચુ બે વરસનુ હોય ત્યારે તેના નિશાબનો ભરોસો થશે. અને ઝકાત દેવામા તે નાનાઓનો ભરોસો નથી. પણ મોટા બે વરસના બચ્ચાથી ઝકાત દેવાય એટલે ઝકાતમા બે વરસના બચ્ચાને દે અને નાનાઓમાથી ઝકાતમા ન આપે સુરત એ મસલાની ચલપી ( કિતાબનુ નામ ) મા એમ છે કે જો કોઇ માણસ પાસે બકરીના નાના બચ્ચા ઓગણચાલીશ અને એક મોટુ બચ્ચુ બે વરસનુ હોય તો આ રૂપમા નિશાબ પુરો થશે- પણ ઝકાત દેવામા કોઇ તે ઓગણચાલીશ બચ્ચાઓમાથી ન અપાય બલકે તે બે વરસનુ મોટું બચ્ચુ જેનાથી નિશાબ પુરો થયો છે, જો દરમ્યાનું છે. તો તેને આપે અને જો ભારી છે તો એક દરમયાની બકરી આપે અને જો દરમયાનથી પણ ઉતરતુ હોય તો તેથીજ અપાય બીજાથી નહિ

**મસલો**—જો ગાયના વરસ દીવસના સાઠ બચ્ચા છે અને તેમા બીજા વરસમા બેઠેલુ એક બચ્ચુ છે. તો અબુહનીફા તથા મોહમદ [ રહ ] ના નઝદીક તેજ બચ્ચુ ઝકાતમા દેવાય એવીજ રીતે જો ઉટના છોતેર બચ્ચા છે અને તેમા ત્રીજુ વરસ લાગેલુ એક બચ્ચુ છે, અને વરસ થાય તો માલેક તેજ બચ્ચાને ઝકાતમા આપે

**મસલો**—આંધળા તથા મરકટ અને એકદમ નાના પણ ચરાઇમા ગણાય છે પણ ઝકાત તેમાથી ન અપાય બલકે તે નિશાબમાથી દેવાના લાયક છે. તેમાથી ઝકાત દેવાય

**મસલો** - જો બે માણસનો એસી બકરીમા ભાગ હોય એવી રીતે કે દરેક બકરીનો અરધો તેનો અને અરધો એનો ભાગ છે ત્યારે તેમા બે બકરી એક પર વાજેબ થશે હુસ્સામ ( રહ )એ રિવાયત કરી ઇમામ મોહમદ (રહ) થી અને તેઓએ રિવાયત કરી ઇમામ સાહેબ ( રહ ) થી કે જો ચાલીશ માણસના વચમા એસી બકરી હોય એવી રીતે કે તેમાંથી એક માણસ દરેક બકરીના અરધા અરધાનો માલેક હોય અને બીજા અડધામા ઓગણચાલીસ માણસ માલેક હોય તો આ રૂપમા જે માણસ કે દરેક બકરીના અરધા અરધાનો માલીક છે. અને તે બધા અરધાઓને મેળવ્યાથી ચાલીશ બકરી થાય છે છતા તેનાં ઉપર પણ ઝકાત વાજેબ થશે નહિ એ કોલ ઇમામ મોહમદ ( રહ ) નો છે. અને એવીજ રિવાયત અબુ યુસોફ [રહ] થી પણ કરેલી છે,

**મસલો**—જો કાઇ માણસ એકસો વીસ બકરીનો માલીક હોય ત્યારે ઝકાત લેનારને દુરસ્ત નથી કે માલીકથી દરેક ચાલીશનો હિસાબ કરી ત્રણ બકરી લે પણ પહેલા જે હિસાબથી લખ્યુ છે તે

હિસાબથી એકજ બકરી માલીક પર વાજેબ છે. અને જો બે માણસમા ચાલીસ બકરીઓ હોય કે દરેક માણસને ભાગે વીસ વીસ પડે તો તેમા પણ જોઇએ કે બધાના ભેગો હિસાબ કરી બેઉથી એક બકરી લે

**મસલો** —જો બે માણસના વચમા એકસેઠ ઉંટ હોય એવી રીતે કે તેમાથી એકને ભાગે છતરીસ અને બીજાને ભાગે પચ્ચીસ છે અને ઝકાત લેનાર એક વરસની એક ઊંટણી અને બે વરસની એક ઊંટણી બેઉથી લે તો આ સુરતમાં ભાગીયા લોક આપસમા એક બીજાથી પોતાના ભાગ પ્રમાણે લઇલે.

## ( ભાગ નઉમો ગોડાઓની ઝકાતના બયાનમાં )

જો કોઈ માણસ માત્ર ઘોડાનો માલીક હોય તો તેના પર ઝકાત વાજેબ નથી એવીજ રીતે જો કાસ ઘોડીનો માલીક હોય ત્યારે પણ તેના પર ઝકાત વાજેબ નથી

**મસલો** —જો કોઇ માણસ ઘોડા–ઘોડી બુઉનો માલેક હોય ત્યારે ઇમામ સાહેબના મઝહબ પરમાણે દરેક ઘોડામા એક દીનાર (સોનાના સીકકા) અથવા તેની કીમતનો ચાલીસ (૧/૪૦) મો ભાગ વાજેબ થશે અને ફીકહના વીદ્વાનો ફરમાવે છે કે સાહેબેનના કોલ પર ફતવો (જજમેંટ) છે આ વાતમા કે ઘોડામા ઝકાત વાજેબ થતી નથી ફાયદો–દીનાર દસ દીરહમનો છે અને દીરહમનુ બયાન ભાગ દસમા ખુદાનુ ચાહયુ તો આવશે

## (ભાગ દસમો ચાંદી સોના અને વેપારના માલની ઝકાતના વર્ણનમાં)

ચાંદીની ઝકાત બસો દિરહમમા પાચ દિરહમ અને સોનાની વીસ મિસકાલમા અરધો મિસકાલ વાજેબ છે અને એ બેઊ સીકકા તૈયાર હોય (રૂપીયા ગીની) અથવા ઓરત મરદને પહેરવાનુ જેવર[1] હોય, અથવા ચાંદી સોનાના વાસણો (તેમ ધાલકી) હોય બધામા ઝકાત વાજેબ છે અને શાફી (રહ) ના નઝદીક ઓરતોના જેવરમા તેમ મરદોની ચાંદીની અગુઠીમા ઝકાત વાજેબ થતી નથી અને અમારા ઇમામોની દલીલ (સાબીતી) જેવરોની ઝકાત વાજેબ થવાની આ હદિસ છે જે મિશકાતે મસાબીહ જેમા ઝકાત વાજેબ થાય તેના અધ્યાયના બીજા ભાગમા રિવાયત છે ઉમર એમને શોએબથી તેઓએ રિવાયત કરી પોતાના બાપથી તેઓએ રિવાયત કરી પોતાના દાદાથી બેશક બે ઓરતો રસુલુલ્લાહ (સલ) પાસે આવી અને તેઓ બેઉના હાથોમાં સોનાના કડા હતા ત્યારે બેઉને આપે ફરમાવ્યુ* શુ તમે આપોછો તેની ઝકાત ? તે બેઉએ કહયુ કે નહિ ત્યારે રસુલુલ્લાહ (સલ) મે બેઉને ફરમાવ્યુ શુ તમે આ વાતને પસંદ રાખો છો કે અલ્લાહ પહેરાવે તમને આગના બે કડા બેઉએ કહયુ કે નહિ ફરમાવ્યુ તમે બને તેની ઝકાત આપો આ મસલો દોરરે–ગોરરનો છે–ફાયદો સોનામા ભરોસો મિસકાલનો છે અને ચાંદીમા સબઈ વજનનો છે અને સબઇ વજનનો આ મતલબ કે દસ દીરહમનુ વજન સાત મિસકાલના બરાબર હોય જેમકે તેનુ બયાન ખુદાનુ ચાહયુ તો પાછલ આવે છે જાણવુ જોઇએ કે આ મસલાઓમા બે વાતની જરૂર છે પહેલી આ છે કે અમારા આ દેશમા બસો દિરહમના કેટલા રૂપીઆ થશે અને વીસ મિસકાલનુ કેટલુ સોનુ થશે કે જેના માલેક થયેથી સાહેબ નિસાબ કહેવાય બીજી આકે પાચ દિરહમના કેટલા રૂપીઆ અને અરધા મિસકાલનું કેટલુ સોનુ થાય છે કે તેટલુ હોવાથી સાહેબે નિસાબ પર ઝકાત દેવી વાજેબ થાય હવે દિરહમ

---

(૧) કેટલાક વિદ્વાનો કહે છે કે સાડી બાવન રૂપીઆ પર કેટલાક કહે છે કે ચોપ્પન રૂપીઆ પર અને કેટલાક કહે છે કે છપ્પન રૂપીઆ પર ઝકાત લાગુ પડે છે પણ ખરી રીતે સાડી બાવન તોલા ચાંદી હોય તોજ ઝકાત લાગુ પડશે

અને મિસ્કાલની ગણતરીને આ દેશના સીકકા પર જે રૂપીઆ અને ગીનીથી છે શુમાર કરવુ જરૂરતુ થયુ જાણવું કે શરઇ દિરહમ ત્રણ માશાનો થાય છે અને આઠ રત્તીનો માશો હોય છે અને કેટલાઓએ દીરહમને ત્રણ માશાથી કઇ વધુ શુમાર કીધો છે પણ ઝકાતમા એહતેયાત (સારી વાત) આજ છે કે ત્રણ માશાનો ભરોશો કરાય એટલા માટે કે જો દિરહમની ગણતરી ત્રણ માશા થી વધુ હોય તો તે હીસએ નિસાબના રૂપીઆ પણ વધશે તયારે ઝકાત વાજેબનું હકક જે કમ રૂપીઆમા હતુ તે અદા થશે નહિ. તયારે પછી ત્રણ માશાના દીરહમમા ઠીક છે અને આ દેશનો રૂપીઓ દસ માશા [૧] બે રત્તીનો હોય છે હવે અમે દરેક માણસને સહેલાઇથી જાણવા માટે આ હિસાબ લખ્યો કે બસો દિરહમને ત્રણ ગણા કર્યાથી છસો માસા થયા અને સો માશાના નવ રૂપીઆ આઠ આના બે માશા પાચ રત્તી થઇ છે હવે એ રકમને છથી ગુણી, એટલે અઠાવન રૂપીઆ આઠ આના ત્રણ રત્તી (રૂ. ૫૮।।૦।।૨) જેના માલેકપણામા વરસ સુધી હોય તેને દોઢ રૂપીઓ એહતેયાનથી દેવો વાજેબ થશે એટલા માટે કે ચાલીસ મો ભાગ નિસાબનો ઝકાતમા દેવો વાજેબ છે અને હિસાબથી અઠાવન રૂપીઆ આઠ આના ત્રણ રત્તીમાથી ત્રણ રત્તી મુકી ચાલીશમા ભાગનો એક રૂપયો સાતઆના આઠ પાઈ નકકી થાય છે પણ આ ત્રણ રત્તી મુકેલીને માટે આઠ પાઇ પર બીજી ચાર પાઇ વધારી પુરો દોઢ રૂપીઓ ઝકાતના અદામા રખાયો કે વાજેબના હકકથી કમ નથાય અને જરાક વધારેમા કઇ પરવા નથી અને સોનાના વીસ મિસ્કાલમા અરધો મિસ્કાલ વાજબ છે કેમકે સોનામા મિસ્કાલના વજનનો ભરોશો છે. અને ચાદીમા સબઇ વજનનો છે જેમકે ઊપર બયાન થયુ કે જેના દશ દિરહમ વજન સાત મિસ્કાલના બરાબરા હોય તેને સબઈ વજન કહે છે હવે દશ દિરહમથી ખયાલ રાખવો જોઇએ કે દરેક દિરહમ ત્રણ ત્રણ માશાની છે ત્રીસ માશા થાય છે. અને તે ત્રીસ માશા વજન સાત મિસ્કાલના બરાબર છે હવે દરેક મિસ્કાલના ચાર માશા બે રત્તી અને બે સાત રત્તીના એટલે રત્તીના સાત ભાગના બે ભાગ પડશે અને આ મિસ્કાલને વીસે ગુણેથી દસ માશા બે રત્તીના તોલાના હિસાબથી આઠ તોલા ચાર માશા બે રત્તી અને રત્તીના સાત ભાગના પાચ ભાગ થાય છે અને જો આ વખતના ચલણની ગીનીનો હીસાબ કરવો તો ઠીક પડતો નથી કેમકે અહીની ગીની ત્રણ જાતની છે કોઇ સોલ આના વજન, કોઈ પદર આના કોઇ સત્તર આના વજન અને જાહેર છે કે પાચ રત્તીનો એક આનો થાય છે તો આ ફેરફારના કારણ તોલામા પણ ફેરફાર થશે કેમકે જયારે પાચ રત્તીનો એક આનો છે તયારે સોલ આનાની ગીનીથી એંશી રત્તીઓ થશે અને એસી રત્તીઓથી દસ માશા અને દસ માશાનો એક તોલા અને સત્તર આનાની ગીનીમા પાચ રત્તીઓ વધશે અને પદર આનાની ગીનીમા પાચ રત્તીઓ કમ થશે તો મુનાશેબ આજ છે કે દસ માશા બે રત્તીના તોલાનો હીસાબ કરી જે આઠ તોલા, ચાર માશા બે રત્તી અને રત્તીના સાત ભાગના પાચ ભાગ હોય તો ત્યા ચાલીસમો ભાગ તેનો જે બે માશા એક રત્તીથી કઇ વધે છે તો એહતેયાતથી બે માશા સવા રત્તી ઝકાતમા અદા કરે અને બે માશા સવા રત્તીનુ વજન સવા ત્રણ આની થાય છે અને જાહેર છે કે પાચ રત્તીનો એક આનો થાય છે હવે જોઇએ કે ત્રણ આના સવા રત્તી સોનું વજન ચાદી સોનુ તોલાના કાટા ( જેને બગાળમા નકતી કહે છે ) થી તોલી ઝકાતના હકદારોને દે

**મસલો** – નીસબ પર જેટલુ ચાદી સોનુ વધારે હોય તે વધારે માલનો પણ ચાલીસમો ભાગ જુદો કરી ઝકાતમા અદા કરવુ વાજેબ છે પણ તેમા આ શરત છે તે વધારે માલ નિસાબના માલના

---

(૧) જેમકે મરદની સોનાની અગુઠી ઘડીયાળ, સોનાના છેડા, તેમજ ઓરતોના કંઠી, કડા, વીટી બંગડી, માથાથી તે પગ સુધીના સોનાના દાગીના કારચોબના કપડામા જે ચાદી, સોનુ હોય તેની પણ ઝકાત વાજેબ છે

પાચમા ભાગ જેટલો હોય તોજ વાજેબ થશે અને જો તે માલ પાચમા ભાગથી કમ તો વાજેબ નથી ફાયદો અઠ્ઠાવન રૂપીઆ આઠ આના ત્રણ રત્તી પર જે બીજા અગીયાર રૂપીઆ સાત આના દોઢ રત્તી જે પાચમો ભાગ છે વધે તો તેમાં પણ એહતેયાતથી દોઢ રૂપીઆનો પાચમો ભાગ જે કંઇ કમ પાંચ આના થાય છે વાજેબ થશે તેમ સોનામા પણ એવીજ રીતે વીચાર કરવો જોઇએ અને અલ્લાહ સારી રીતે જાણનાર છે.

**મસલો**—સોનુ ચાદી બેઉને મેળવ્યાથી જો નીસાબ થાય તો ઝકાત વાજેમ છે દાખલો એક ગીની સોલ રૂપીઆ ભાવની અને તેતાલીસ રૂપ્યા જેના હાથમા હોય અને એક વરસ તેના માલેક પણામા થાય તો ઝકાત વાજેબ છે એજ મઝહબ ઇમામ સાહેબનો છે.

**મસલો**—જો વેપારનો માલ કોઇ પાસે હોય અને કેટલુક ચાદી સોનું તેમ રોકડ પણ હોય તો તે માલની પણ કીમત પકડી [૨] ચાદી સોનુ રોકડ સાથે મેલવી જો નિસાબને પહોચે તો ઝકાત વાજેબ થશે

**મસલો**—જો કઇ વેપારનો માલ પછી ચાદી સોનુ ઘઉ ભાત ચોખા વગેરે હોય અને તેની કીમત નિસાબને પહોચી હોય તો તેનો પણ ચાલીસમો ભાગ દેવો વાજેમ થશે અને ભાવ કરવામા આ શરત છે કે તે મજકુર માલોનો ભાવ એવી ચીજથી કરે કે જેથી ફકીરોને ફાયદો થાય એટલે જો ચાદીથી ફાયદો હોય તો રૂપીઆથી ભાવ કરે અને જો સોનાથી ફાયદો હોય તો ગીનીથી ભાવ કરે

**મસલોઃ**- ચાદી[૧] નો પાટ જો તેમાં ચાદી વધારે હોય તો તે ચાદીમાજ ગણાશે અને જો એમ નહી તો તેની કીમત જે મુનાસીબ હશે તે થશે.

**મસલો** – વરસના વચમા જો કઇ નુકસાન[૨] નીસાબમા પડશે તો તેનો ભરોશો નથી એટલે શરૂ[૩] વરસમા કોઈને વીસ દીનાર (સોનાનો સીક્કો) મલ્યા પછી તે વરસના વચમા ઓછા થાય

---

(૧) પણ સાહેબેનના નજદીક નિસાબ પર જેટલો વધારો તેટલાનો હિસાબ કરી જે થાય તે પણ આપો દ.

(૨) વેપારના માલમા જે દિવસ ઝકાત વાજેબ થાય તે દિવસ ( વરસના શરૂ ) ની કીમત ઇમામ અબુ હનીફા ( રહ ) ના નજદીક ગણવામા આવશે અને સાહેબેન ( રહ ) ના નજદીક અદા કરવાના દિવસ ( વરસ પુરૂ થાય તે દિવસ ) ની કીમત ગણવામા આવે છે **અ.**

(૧) એવીજ સોનાનો પણ હુકમ અને જો મેળવાયેલી વસ્તુ તથા ચાદી કે સોનુ સરખે ભાગે હોય તો પણ ઝકાત વાજેબ થશે અને જો તે મેળવાયલી વધારે હોય ને વેપારનો પણ હોય તો તેમા ઝકાત વાજેબ થશે એમજ જો ચાદી સોનામા કે સોનુ ચાદીમા મેળવાયનુ હશે તો જે વધારે હશે તેનોજ હુકમ ગણતરીમા થશે **દ.**

(૨) જો બધો માલ નુકશાન થશે તો વરસનો હિસાબ બાતેલ થશે પછી જ્યારે બીજો માલ મલશે ત્યાથી વરસ શરૂ થશે અને જો ઝકાત વાજેમ થયા પછી નુકશાન થાય તો જેટલુ નુકશાન થાય તેટલાની ઝકાત કોનરી જશે અને જો જાણી જોઇને નુકશાન કરશો તો ઝકાત દેવી વાજેબ રહેશે **દ. અ.**

(૩) જો વેપારના માલને કોઈ ચીજથી બદલશે અથવા સોનાને ચાદીથી કે ચાદીને સોનાથી બદલસે તો તેથી વરસ કટાશે નહિ પણ જો ઝકાતના જનાવરોને પોતાની સાથે અથવા બીજી કોઇ ચીજથી બદલશે તો વરસ કટાશે **સ.**

પછી વરસના છેવટ[4]મા નીસાબ પુરો થાય તો તેમા ઝકાત વાજેબ થશે.

**મસલો** – જયારે કોઇને માલ મલે અને વરસ થયા આગળજ ઝકાત અદા કરે જો વરસ પુરૂ ન થાય ત્યારે પણ દુરૂસ્ત છે જેમકે ઝકાતના અદબના બીજા ભાગમા તેનુ બયાન થયુ છે કાયદો જો કોઇ માણસને માલ સામન રોકડ અને જેવરથી દરેક માસમા એક નીસાબ અથવા બેનીસાબ મલ્યા કરે તો તે માણસને મુનાસીબ છે કે બાર માસમાથી કોઇ માસને પોતાની ઝકાત અદા કરવા માટે મુકરર કરી હીસાબ કરે કે આ વરસમા શરૂથી છેવટ સુધી કેટલો માલ મલ્યો જયારે હીસાબ ઠીક થાય ત્યારે જેટલો નીસાબ હોય તે પ્રમાણે તેની ઝકાત આપે આ રૂપમા કેટલા માલની ઝકાત વરસ પુરૂ થયા આગળ અદા થશે અને કેટલાની ઝકાત વરસ પુરૂ થયા પછી અદા થશે અને આ બેઉ રીતથી ઝકાત અદા કરવી દુરૂસ્ત છે અને અલ્લાહ વધારે જાણનાર છે.

**મસલો**--જયારે કોઇ માણસ પાસે એક નીસાબ હોય દાખલા તરીકે બસો દીરહમ જેનુ ઉપર બયાન થયુ છે હોય પછી તે માણસે એક નીસાબથી વધારે એક અથવા બે નીસાબની ઝકાત આપી તે પછી તે વધારે નીસાબનો માલેક થયો તો જે પહેલાથી અદા કરી છે તે વધારે નીસાબની ઝકાત મા બસ થશે અને જો કોઇ પણ નીસાબનો માલેક ન હોય અને પહેલાથી ઝકાત અદા કરે તે પછી જયારે નીસાબનો માલેક થશે ત્યારે તેની ઝકાત માટે બસ થશે નહી

## ભાગ અગીયારમો કોના પર અને કઇ ચીજમાં ઝકાત વાજેબ થશે અને થશે નહીં તેના બયાનમાં

ગુલામ તથા મુકાતેબ અને કરજદાર પર ઝકાત વાજેબ નથી મુકાતેબ, તે ગુલામને કહેછે કે જેનો માલેક લખી આપે કે આટલા રૂપીયા આપેથી તુ આઝાદ છે અને કરજદાર બે જાતના છે એક તો અલ્લાહનુ કરજ છે જેમકે નજર અને કફારો તેના પર બાકી હોય બીજુ બંદાઓનુ કરજ જેમકે વેપારી વગેરેનુ[5] પહેલી જાત જકાતને મના કરતી નથી અને બીજી જાતમા જેટલા માલથી દેણુ અદા થઇ શકે છે તેટલામા ઝકાત વાજેબ નથી બાકીના માલમા વાજેબ થશે.

---

(૪) જો કોઇ માણસ પાસે ઘેર રૂપીયા ન હોય પણ તેના પવનદાર પાસે દેશમા કે પરદેશમા જમા રૂપીઆ હોય તો તેમા પણ જકાત વાજેબ થશે અને દરેક વરસે જાણ માટે તેનો આંકડો પવરદર પાસેથી માગવો જરૂર છે અને જો કોઇના કોઇ કુપનીમા શેર હોય અને તે ધારાસર આમદાની આપ્યા કરતી હોય છતા જો માલીક ઉપાડતા ન હોય ત્યાજ જમા કર્યા કરતા હોય તો તેમા પણ ઝકાત વાજેબ છે **મો. સ**

(૫) દેણુથી તે દેણુ છે કે જેની માગણી માણસના તરફથી થઇ શકતી હોય પછી તે માણસોનુ હોય કે ખુદાનુ હોય **અ.**

(૧) એવીજ રીતે ફીતરાનો સદકો, **મો. સ.**

(૨) એવીજ રીતે કોઇ ચીજની કીમત કે કોઇ ચીજ નુકશાન કરી હોય તેનો દડ અને કોઇને જખમ કર્યો હોય તેનો બદલો અથવા જકાત કે ખેરાત **અ.** અને સ્ત્રીની મોહર પછી તે તરત દેવાની હોય કે મુદ્દતની હોય એ જકાતને રોકનાર છે. કારણ કે તેની માગણી થઇ શકે છે **શ.** અને જાહેર મજહબ પ્રમાણે એજ ખરી છે **અ.** અને જો કોઇ પુરૂષે મોહર આપવાની નીયત કરી ન હશે તો આ મોહરનુ દેણ જકાતને રોકનાર નથી કારણ કે રેવાજ પ્રમાણે એની માંગણી થતી નથી **અ.**

**મસલો** —એક માણસ કરજદાર છે અને માલ પણ તેટલો રાખે છે તો તે શખસ પણ ફકીર[3] છે તેના પર ઝકાત વાજેબ નથી.

**મસલો** — જે માલ કે ખોવાય ગયો અથવા સમુદ્રમા પડી ગયો અથવા જબરાઇથી કોઇએ લઇ લીધો અને તે પર કઈ સાબેતી ન હોય અથવા જગલમા દાટયો ને તે જગ્ય ભુલી ગયો કે તે માલને કાઇએ જુલમથી છીનવી લીધો હોય અને આ બધે માલ કેટલા વરસ પછી મલ્યો અથવા તે માલ કે જેનો લેનાર નકાર કરતો હતો તે પછી લોકોના આગળ એકરાર કર્યો અને આપી પણ દીધો આ તમામ માલમા ગએલા વરસોની ઝકાત વાજેબ થશે નહી

**મસલો** —જે **દેણુ**[4] કે લેનાર એકરાર કરેછે પછી તે આપનારપર શકીતાન હોય કે ન **હોય** જેમકે માલદાર કે ફકીર અથવા જેને કાઝી (હાકીમ) એ નાદાર ઠેરવ્યો હોય અથવા જે દેણુ કે લેનાર ઈનકાર કરેછે અને તે **દેણુ** તેની સાબેતીની દલીલ હોય અથવા કાઝ જાણુતો હોય પછી જયારે આ **સુરતોમા** બધો માલ **મલશે** તો ગયા વરસોની ઝકાત વાજેબ **થશે**

**મસલો**,-કોઇ ચીજ વેપાર માટે ખરીદ કરી પછી તેના ચાકરી લેવાની કરી તો તે ચીજ વેપારનેી થશે નહી, જયા સુધી કે વેચશે નહી અને જે ચીજ વેપાર માટે ખરીદ કરી તે વેપાર

---

(૩) એવીજ રીતે જો કોઇ માણસના હજાર દિરહમ (૫ચવી) કોઇ શખશ ઉપર હોય અને હજાર દિરહમ કોઇના એના ઉપર હોય અને ઘર ચાકરીનો ગુલામ દશ હજાર દિરહમની કીમતનો હોય તો તેના પર જકાત વાજેબ નથી કારણ કે ઘર તથા ગુલામ તેની મુહતાજગથી છે વગાગે નથી અને આજ કારણથી ઇમામ હસન બસરી રહ) એ ફરમાવ્યુ છે કે જે માણસ દશ હજાર દિરહમનો માલીક હોય તેને જકાત લેવી દુરસ્ત છે લોકાએ પુછ્યુ કે કયા રીતે ? તેવણે ફરમાવ્યુ કે તેના પાસે ઘર ખીજમતનો ગુલામ અને હથીયાર હોય તેના વેચવાનો હુકમ ફેકહા કરતા નથી પણ તેના વેચવાને મના કરે છે અને એજ માટે મશાએખોએ કહયુ કે જો કોઇ મોલવી ઘણી કીમતની કિતાબોનો માલિક હોય અને તેને તેની ગરજ હોય તો તેને જકાત લેવી દુરસ્ત છે પણ જો તેની હાજતથી વધારે હોય ને તેની કીમત બસો દિરહમની હોય તો તેને જકાત લેવી હલાલ નથી અને જો એક કિતાબની બે પ્રત હાય તો એક હાજતથી વધારે થશે **અ**

(૪) લેણુ જયારે વસુલ થાય ત્યારે તેની જકાત અદા કરાય પછી જો વેપાર સબધી લેણુ હોય તો ચાલીસ દિરહમના વસુલ થયા પછી ગયેલા **વરસથી** જકાત આપે અને જો વેપાર સબધી ન હોય જેમકે ખીજમતનો ગુલામ તથા પહેરવાના કપડા રહેવાનુ ઘર વાપરવાના અસબાબ વગેરેનુ લેણુ હોય તો નિશાબ જેટલુ વસુલ થયા પછી ગયલા વરસથી તેની જકાત અદા કરાય અને જે માલ વગર બીજી કોઇ વસ્તુનુ લેણુ હોય જેવુ કે મોહર વારેસોના વસીયત કે સ્ત્રી પોતાના છુટા છેડા થવા માટે ધણીને આપવાનુ ઠેરવે તે અથવા જીવ દડ (કોઇને મારી નાખવાથી બદલો આપવો પડે છે તે દસ હજાર દિરહમ થાય છે તે ) અથવા માણસના સાધા ઓમાથી કોઇ સાધાને હલાક કરવાનો કે તેને જખમી કરવાનો બદલો તે કે માલીક પોતાના ગુલામને કહે કે આટલો કોઇ માલ કમાઇને આપશે તો તુ આઝાદ છે તે વગેરેનુ તો નિસાબ જેટલો વસુલ કીધા પછી વરસ **દહાડો** થયા બાદ ઝકાત અપાય દ. અ મ

(૫) દાખલા તરીકે કોઈ ગુલામને વેપાર માટે ખરીદો પછી તેને ખીજમત લેવાની **નૈયત** **કરી** તો તે વેપારનો માલ રહેશે **નહી** અને જો ખીજમત લેવાને **ખરીદો** પછી વેપારની **નૈયત** **કરી** તો **તે** વેપારનો માલ થશે નહી જ્યા સુધી કે તેને વેચે નહી. આ બને કારણોમા ફેર આટલો છે કે વેપાર એક કામ કરવાનુ છે તે માત્ર નૈયત કરવાથી થતો નથી અને ખીજમત લેવાની નૈયતમાતો માત્ર વેપાર **(કામ)** ને છોડવાનુ છે જેથી માત્ર નૈયતથીજ તે પુરુ થશે દ

ની થશે. અને જે ચીજ વારસામા મલે પછી તેને વેપારની નૈયત કરે તો તે ચીજ વેપાર[૬]ની થશે નહી

**મસલો**—જે ચીજનો માલેક થાય બખશીશથી કે વસીયત કે નીકાહ કે ખુલઅ (ઓરતે કઇ આપી ફારગતી લીધી હોય તે) થી અથવા કતલ અમદી સુલહથી એટલે જાણી જોઇને મારી નાખવામા મકતુલ (જે મરી ગયો તે) ના વારેસોએ કાતેલ (મારી નાખનાર) થી પતાવત કરી કોઇ ચીજ લીધી હોય તો એ ચીજોમા વેપારની નૈયત કરશે તો તે ચીજ તેજારતની અબુ યુસોફ (રહ) ના નઝદીક થશે અને મોહમદ [રહ] ના નઝદીક થશે નહિ કેટલાક કહે છે કે એમના નઝદીક થશે તેમના નઝદીક થશે નહિ ખુલાસો એ મસલાનો આ છે કે ચાદી, સોનુ અને ચરનારા જનાવરોના વગર બીજી બીજી ચીજોમા વેપારની નૈયત જરૂર છે. જો વેપારની નૈયત કરી ન હશે, તો ઝકાત વાજેબ ન થશે અને નૈયતમા આ શરત છે કે તે ચીજના મલ્યા વખતજ નૈયત કરે જો મલ્યા પછી નૈયત કરશે તો તેમા ઝકાત વાજેબ નથી

**મસલો**—મોતી તથા જવાહીર અને ફીરોઝ તથા અબરે[૧] મા કઇ વાજેબ થતુ નથી પણ જો એ ચીજો વેપારની હોય અને તેની કીમત નિશાબને પહોચે તેમ વરસ દિવસ તેના મલેકપણામા થાય તો ઝકાત વાજેબ થસ

**મસલો**—ઝકાત દેવામા નૈયત[૨] કરવી શરત[૩] છે કે તે ઝકાત અદા કરે છે જો વગર નયત કરે ઝકાત આપે તો ઝકાત અદા થશે નાહ

**મસલો**—કોઇ માણસ પોતાના બધો માલ અલ્લાહ માટે ખેરાત[૪] કરી દે વગર ઝકાતની નયત

---

(૬) પણ જો તે વારસાની ચીજ સોનુ ચાદી કે ચરતા જનાવરો હોય તો તેમા જકાત વાજેબ થશે પછી તે વારેસે વેપારની નઇયત કરી હોય કે ન હોય તે બધુ સરખુ છે ત—

(૧) એમજ યાકુત લાલ વગેરેમા અને જો એનુ ઘરેણુ બનાવ્યુ હોય ને તેમા વેપારની નઇયત કરી ન હોય તો ઝકાત વાજેબ નથી અ અને જો જવાહેરના જેવરમા સોનુ કે ચાદી હોય ને તે નિસાબ જેટલુ હોય તો તે સોના ચાદીમા ઝકાત વાજેબ થશે તે જડેલા જવાહેરમા થશે નહિ અ

(૨) જેમકે ઝકાત આપતી વેલા અથવા ઝકાત જેટલો માલ બીજા માલથી જુદો કરતી વેલા નઇયત કરવી જોઇએ અને જો વગર નઇયત કરે આપયુ હોય ને જો તે માલ ફકીર પાસ હજુ હોયને આપનાર નઇયત કરશે તો પણ દુરસ્ત છે અને જો એમ કરશે નહિ તો દુરસ્ત થશે નહી તહતાવી વ

(૩) તો જો ઝકાતની નઇયત કરી હશે તેમ ઝકાતને પોતાના માલથી જુદો કર્યો નહોય અને વરસ પુરૂ થયા સુધી ઝકાત જેટલા માલમાથી થોડો થોડો વગર નઇયતે આપ્યા કીધો હશે તો ઝકાત અદા થશે નહી પણ જો આપતી વેલા તેની એવી હાલત હોય કે જો તેને કોઈ પુછે કે તુ શી બાબતમા આપે છે તો તે વગર વીચારે કહે છે કે ઝકાતમાથી તો ઝકાત માટે આટલી નઇયત બસ છે અને જો તે એમ કહે કે જે કાંઈ હુ આખા વરસમા આપુ છુ તેમા મે ઝકાતની નઇયત કરી છે તો પણ દુરસ્ત થશે અ

(૪) એટલે તે ખુદ માલને આપ્યો હોય અથવા કરજદાર ફકીર ને માફ કર્યો હોય તો ઝકાત ઉતરી જશે દ અને જો માલદારને માફ કરયો હોય તો તેને માથેથી ઝકાત ઊતરશે નહી ખરા મત પ્રમાણે અ. અને જો કોઇએ કોઇ મીસકીનને દિરહમ આપીને બખશીશનુ નામ લીધુ હોય અથવા કરજ કહયુ હોય પણ નઇયત ઝકાતની કરી હોય તો તે ઝકાતમાથી ગણાશે ર

**મસલો**—જેની પાસે એક દીવસની ખોરાકી હોય તેને માગવુ[૩] દુરસ્ત નથી એટલે કેટલાકના નજદીક હરામ છે અને કેટલાક કહે છે કે જે માણુસ ધંધાની શકતી રાખતો હોય અથવા પચાશ દિરહમ ( રૂા. ૧૪॥। ) નો માલેક હોય તેને હરામ છે

**મસલો**—સદકાનો આમેલ[૪] તે છે કે જેને ઇમામ [ હાકીમ ] ઝકાતના ઉગરાવવા માટે મોકલ્યા કરે છે

**મસલો**—મુકાતબ[૫] તે ગુલામને કહે છે કે જેના માલેકે લખી આપ્યુ હોય કે આટલો માલ આપ્યાથી તુ આઝાદ ( છુટકારો પામનાર ) છે હવે જોઇએ કે તેના છુટકારા માટે મદદ કરે જ્યારે તે આઝાદ થાય.

**મસલો**—જે માણુસ[૬] કે તેનુ બીજા પાસે લહેણુ હોય, જ્યા સુધી તેનુ લહેણુ વસુલ ન થાય ત્યા સુધી જ્યારે તેને પોતાની ખોરાકીની જરૂર પડે ત્યારે તેને પોતાની જરૂર પ્રમાણે ઝકાત લેવી દુરસ્ત થશે. અને આ તે દેણુમા છે કે જેના વસુલની મુદ્દત હોય અને જો મુદત ન હોય ત્યારે જાનુ જોઇએ જો અદા કરનાર એટલે કરજદાર તેનો કંગાલ છે તો માગનારને ઝકાત લેવી દુરસ્ત છે એ નાજ પર ફતવા (જજમેંટ) છે અને જો તે કંગાલ નથી માલદાર છે અને અદા કરવાનો પણ એકરાર કરે છે તો માગનારને ઝકાતનુ લેવુ હલાલ નથી એવીજ રીતે જો કરજદારે નકાર કર્યો અને દેણુ પર મજબુત પુરાવો એટલે બે સારા શાક્ષી હોય તો પણ માગનારને ઝકાતનુ લેવુ હલાલ નથી અને જો કાંઇ મજબુત પુરાવો ન હોય તો પણ ઝકાતનુ લેવુ દુરૂસ્ત નથી જ્યા સુધી કાજી (જડજ) પાસે ફરીયાદ ન થાય પછી જો કાજી પાસે ફરયાદ થાય અને કાજીના હુકમ પ્રમાણે માગનાર પોતાના લહેણાપર કસમ (સમ) ખાય ત્યારે માગનારને પોતાનુ લેણુ વસુલ થાય ત્યા સુધી ઝકાત લેવુ હલાલ થાય

**મસલો**—શ્રી. સબીલીલ્લાહના અર્થ ઠીકાનરીના જાહેર છે કે ખુદાના રસ્તામા દેવુ અને કાફલા

---

[૩] પણ જો કોઇને કાયદા પ્રમાણે માગવુ ઘટે તો તેમા આ ત્રણ ચીજોમાથી એક ચીજ પણ કરશે તો તેને સવાલ કરવો હરામ છે (૧) પોતાને દુખ આપે જેમકે કેટલાક છરી ગુઝરથી પોતાના દેહને નુકશાન કરે છે (૨) માગવામા ઘણાજ વખાણ કરે છે (૩) જેની પાસે માગે છે તેને હેરાન કરે છે અને ઇમામે મુબારકથી નકલ છે કે જો કોઇ માગનારો બ વજહીલ્લાહ અથવા લેવજહીલ્લાહ કહી માગે તો તેને ખીવડાવવા માટે મને કઇ આપવુ ઠીક લાગતુ નથી અને જો બહકકે ખુદા અથવા બહકકે મોહમદ આપ કહે તો તેને દેવુ વાજેબ થતુ નથી અને જો કોઈ જુઠી ગરજ જાહેર કરી લે એમજ જો હુ સૈયદ છુ કહી લે અને હકીકતમા તે સૈયદ ન હતો અને આપનારે સૈયદ જાણી આપ્યુ એવીજ રીતે કોઇ પોતાની જાત દબાવી બીજી જાત જાહેર કરે જેમકે હુ હાશેમી છુ અને હકીકતમા તેમ નથી અને કોઇએ કોઇને સારો માણુસ જાણી આપ્યુ અને તે બાતીનમા ગુનાહ કરે છે જો આપનાર જાણતે તો ન આપતે એવીજ રીતે જો કોઇને મોહના ખુવડ તથા ચુગલીની સરારતના કારણથી અપાય તો આ બધી સુરતોમા તેઓને લેવુ હરામ છે અને વાજેબ છે પાછું ફેરવવુ તેના માલીકને એવીજ રીતે જે માગનારા લોકોના ઘરોપર તાબા દોલક વગેરે વગાડી માગે છે તેઓને આપવુ દુરસ્ત નથી મ.

(૪) એટલે કલેકટર પણ તે સૈયદ ન હોય અ.

(૫) પછી તે ગરીબ હોય કે માલદાર પણ તે સૈયદ ન હોય અ.

(૬) કરજદારને આપવું ફકીર કરતા બહેતર છે મુઝમરાત

ઓની દસ્તેલાહ (સંકટ) મા છે ઈમામોના નઝદીક એ [1] અર્થ છે એક અબુયુસોફ (રહ) ના નઝદીક આ છે કે જે લોક ખોરાકી પોશાકીની તગીના કારણ કારીરો માટે વડવાડી [2] રોકાયલા છે અને બીજે મોહમદ (રહ) ના નઝદીક આ છે કે જે લોક તગીના કારણથી હજ્જ કરવાથી રોકાયા છે

**મસલોઃ**—ઇબ્નુસ્સબીલ[3] તે મુસાફીર (પરદેશી) ને કહે છે કે જેના ઘરમા માલ છે પણ પોતાની સાથે નથી તો તેને પોતાના વતન પહોચ્યા સુધી જરૂર પ્રમાણે ઝકાત લેવી દુરસ્ત છે

**મસલો** -મુસાફીર તે શખસ છે કે જેણે ત્રણ રાત દિવસના રસ્તાના ચાલવાનો ઇરાદો કર્યો દરમેયાની [4]ચાલથી અને પોતાના શહેરની વસ્તીથી જુદો થયો

**મસલો.**-મસીદ બનાવવા માટે અને મુરદાના કફન તથા દેણુ અદા કરવા માટે ઝકાતનો માલ ખર્ચ કરવો દુરસ્ત [5] નથી

**મસલોઃ**—ઝકાતના માલથી ગુલામ ખરીદ કરી આઝાદ કરવા દુરસ્ત નથી

**મસલો,**—મા બાપ [6] પોતાના બચ્ચાઓને અને બચ્ચા પોતાના મા બાપને તથા પોતાના ગુલામને અને માલદારને [7] તથા તેના ગુલામને તેમ તેના દીકરાને અને બની હાશમને [8] ઝકાત

---

(૧ આથી મતલબ ઇલમ શીખનારા લોક પણ છે દ.

(૨) ઇમામ યુસફ (રહ) ની ખરી વાત છે મુજમરાત.

(૩) એમજ જે માણસનો માલ ગુમ થયો હોય પછી તે દેશમા હોય કે પરદેશમા હોય તેને પણ પોતાની હાજત મુજબ ઝકાત લેવી દુરસ્ત છે પણ જો તેને કરજ મળી શકતુ હોય તો કરજ લેવુ બહેતર છે અને જો તે ઝકાતના માલમાથી કઇ બાકી હોય એટલામા જો તેને તેનો માલ મલે તો તે લીધેલા માલને સદકો કરવો જરૂર નથી જેમકે કોઇ ફકીર દેય તે માલદાર થાય તો તેને ઝકાત લીધેલી વાપરવી દુરસ્ત છે સદકો કરવો વાજેબ નથી અ.

(૪) મુસાફરની ગણતરીમા વીદ્વાનોના મત ફેર છે કેટલાક તેત્રીસ માઇલ અને કેટલાક તેંતાલીસ અને કેટલાક ચોપન અને કેટલાક ઓડતાલીશ અને કેટલાક પીસતાલીશ માઇલ કહે છે. પણ બહ જોના હનફી મઝહબમા માઇલો અને ફરસખોનો ભરોસો નથી અ વ. પણ દરમીયાની ચાલથી આ મતલબ છે કે જે લાંબેના ઊંટથી નાના દહાડામા સવારથી કે બપોર સુધીમા રસ્તે કપાય શકે દ વ. અને બુરહાનલાલા કહે છે કે એજ દરમીયાની ચાલ છે

(૫) એવીજ રીતે પુલ, પરબ, રસ્તો, નાળુ, નહેર, અને નદીનો ઘાટ, કુવો, પાણીના નળ વગેરે બાંધવા આપે નહી અને હજ્જ તથા જેહાદમા પણ ખર્ચે નહી એવીજ રીતે જેમા કોઇને માલીક કરવાનુ ન હોય તેમા દુરસ્ત નથી અ. પણ જો મજકુર જગ્યામા કે બીજી કોઇ એવી જગ્યા કે જેમા ઝકાત દેવી દુરસ્ત નથી અને તેમા આપવુ જરૂરનુ હોય અને બીજે કોઇ માલ ઝકાત વગર તેઓને આપવા જેવો ન હોય તો આવી રીત હીલો કરવો દુરસ્ત છે કે એક અમાનતદાર ફકીરને કહીને આપે પછી તે તેઓને આપે અને તેમા ખરચે એમા બેઉને સવાબ મળે છે, પણ જો તે ફકીર ઝકાત આપનારના કહયા પ્રમાણે કરશે નહિ તો તેનો અખત્યાર છે તેમા ઝકાત આપનાર કઇ કરી શકતો નથી દ.

(૬) એવીજ રીતે ઝાની પોતાના હરામના બચ્ચાને આપે નહિ દ.

(૭) માલદારથી મતલબ તે છે કે જેની પાસે દેણુ તથા મુલહાજતથી વધારે નિશાબ જેટલે

ન આપે અને બની હાશમ તેને કહે છે હજરતઅલી અને અબ્બાસ તથા જાફર તેમ ઓકેલ અને હારિસ (રદી) ના બચ્ચાઓને તે હારિસ જે અબદુલ મુત્તલીબનો દીકરો છે.-ફાયદો-બચ્ચા કેહવામા દીકરા દીકરી પૌત્ર પૌત્રી નવાસા નવાસી વગેરે બધાં આવ્યાં અને મા બાપમા નાના, નાની, દાદા, દાદી વીગેરે બધા આવ્યા છે

**મસલો**-બની હાશમના આજાદ કરેલા ગુલામોને પણ ઝકાત દેવી દુરૂસ્ત નથી.

મસલો-ઝકાત અને વાજેબ સદકાના વગર બીજી ખેરાતો છે તે જીમ્મીને દેવી દુરૂસ્ત છે અને જીમ્મી તે કાફીરને કહે છે જે મુસલમાનોની સાથે વઢવાથી હાથ ઉઠાવી મુસલમાનોના દુનયવી કારબારમા તાબે થઇ રહે.

**મસલો**—નફીલ સદકો મા બાપ તથા દીકરા દીકરી વગેરે અને બનીહાશમને દેવુ દુરસ્ત છે બલકે જયારે ઝકાત લેવી બનીહાશમને હરામ થઇ ત્યારે નફીલ સદકામા બની હાશમનુ બધા પર પહેલુ હકક છે કેમકે તેઓ રસુલે ખુદા (સલ) ના સગાઓ છે

**મસલો**—ઝકાત દેવામા અટકલ કરી હકદારોને ઝકાત આપી હોય પછી જાહેર થાય કે જેને દીધી છે તે માણસ તેના ગુલામ ૧ છે અથવા તેનો મુકાતબ છે તે. ફરીથી તેના હકદારોને સમજી ઝકાત અદા કરે અને જો જાહેર થાય કે જેને આપી છે તે માલદાર છે કે કાફીર છે અથવા તેના બાપ કે દીકરો છે અથવા બની હાશમ છે ત્યારે ફરીથી તેના હકકદારોને સમજી ઝકાત અદા કરવી અબુ યુસફ (રદ)ના નઝદીક જરૂર નથી

---

માલ હોય પછી તે માલ વધનાર હોય કે વગર વધનાર તેને ઝકાત લેવી દુરસ્ત નથી પણ આજ કાલ તો એવા માલદારો પોતાના ગનીપણાને સતાડી જકાત અપનારાઓ પાસે જકાત લેવા માટે તરેહ તરેહના ખોટા બહાના કરી ઝકાત લે છે આ ઘણું બુરૂં કરે છે એટલુજ નહિ પણ પારકાઓના હકક ખાવા જેવુ કરે છે. એમા કંઇ ઓછુ નથી કેમકે ઝકાત મીસકીનોનુ હકક છે તેના હકને દગાથી લે છે. એમા ખાસ કરી જાણકાર મુલ્લા મોલવીઓ પણ સપડાયલા છે મો સ એવીજ રીતે બાપ માલદાર તો તેના નાના બચ્ચાઓને જકાત દેવી દુરસ્ત નથી પણ જો તેની મા માલદાર તો તેના બચ્ચાએને દેવી દુરસ્ત છે અને જો માલદારના મોટા બચ્ચા કે ઓરત અથવા મા બાપ ફકીર હોય તો તેને જકાત દેવી દુરસ્ત છે અ.

(૮) કેટલાક કહે છે કે આ વખતમા સૈયદોને જકાત આપવી દુરસ્ત છે, એ તેઓની ભુલ છે કારણ કે રસુલા [ સલ ] ફરમાવે છે કે ઝકાતનો માલ એ મેલ છે તો તે મેલ આ વખતમા ઘટયો નથી પણ વધ્યો છે **મો. સ.**

(૧) એવોજ હાલ મુદબ્બર કે ઉમ્મેવલદ કે પછી બીજો ગુલામ હોય તેનો છે. ત

**મસલો** કોઇએ કોઇને ઝકાત આપી અને તે અજાણ છે કે તે ઝકાત લે છે કે નહિ તો જ્યા સુધી એવું જાહેર ન થાય કે એ ઝકાત લેવાને લાયેક નથી ત્યા સુધી તે દુરસ્ત થશે.

**મસલો** જો કોઇ ફકીરને લેણુ માફ કર્યું અને પોતાની પાસે જે માલ હોય તેની ઝકાતની નૈયત કરી હોય તો તે દરસ્ત નથી,

**મસલો** —જો ફકીર ઉપર કોઇનુ દેણુ હોય અને ઝકાત અપનાર ઝકાતના માલથી તેનુ દેણુ અદા કરે તો જો ફકીરના હુકમથી આપ્યુ હશે તો જકાત અદા થશે અને જો એમ ન હશે તો અદા ન થશે પણ દેણુ અદા થઇ જશે **અ.**

(૨) અને જો પુરેપુરી અટકળ તથા તપસ ન કરી આપશે. તો ફરીથી જકાત) દેવી વાજેબ થશે. કેટલાક-જકાત અપનારા બીન તપાસ કરે જકાત આપે છે. એ-તેઓની મોટી ભુલ છે કેમકે પૈસા અપાય અને એ જો માથે રહે છે દ.

**મસલો**—ઝકાત આપનારને મુસ્તહબ છે કે એટલી આપે કે લેનાર એક દિવસ સારી રીતે ખાય અને તે દીવશ બીજા પાસે માગવાની જરૂર ન રાખે.

**મસલો**—મકરૂહ છે બસો દીરહમ સુધી તે ફકીરને આપવુ કે જે બીજાનો કરજદાર નહોય.

**મસલો**—મકરૂહ છે બીજે ગામ ઝકાત મોકલવી અથવા પોતે લઇ જવી પણ પોતાના સગાઓ માટે અથવા જે લોક કે પોતાના ગામના લોકોથી ઘણા કંગાલ [3] હોય તેને માટે મોકલવુ અથવા પોતે લઇ જવુ મકરૂહ નથી

**મસલો**—જો કોઇ મુસલમાન અથવા ઝીમ્મી ને કઇ ચાંદી, સોનુ અથવા તાંબુ વગેરે [1] જંગલમા મળે તો તેનાથી પાચમો ભાગ હાકીમ લે અને ચાર ભાગ મલનારને હાકીમ દે જોતે જમી ન કોઇની માલીકી ન હોય અને જો કોઇની મીલકતમા હોય તો એક ભાગ હાકીમ લે અને ચાર ભાગ જમીનવાળાને હવાલે કરે મલનારને કઇ મળશે નહી અને જો પોતાના ઘરમા મળે તો ઇમામ આઝમ (રહ) ના નઝદીક પાચમો ભાગ હાકીમને દેવા વાજેબ નથી અને સાહેબેન (રહ) ના નઝદીક વાજેબ છે અને જો પોતાના ખેતરની જમીનમા મળે તો તેમા બે રિવાયત છે એક એ કે પાચમો ભાગ હાકીમને આપે બીજી એ કે ન આપે

**મસલો**—જો ગાડેલો માલ મળે તો [2] જો તેમા ઇસલામની [3] નીશાની છે જેમકે ઇસલામનો સીક્કો તો તેનો હુકમ, લુકતા, એટલે પડેલા માલના જેવા છે કે તેના માલેકને શોધ કરી પહોચાડવુ જરૂર છે અને જો તેમા નીશાન કુફર [4]નો છે તો પાચમો ભાગ મુસલમાન હાકીમ લે અને બાકી

---

(૩) અથવા ઘણા સારા માણસ કે પરહેજગાર હોય અથવા તે જગ્યા મુસલમાનોનો મોટો લાભ હોય યા તે જગ્યા કદમ પડનાર હોય અથવા તે જકાત આપનાર દારૂલ હરબમા હોય અને ત્યાથી દારૂલ ઇસલામમા મોકલી હોય એ સુરતોમા મકરૂહ નથી અને મજકુર મકરૂહ પણ તે રૂપમા છે કે પુરૂ વરસ વિત્યા પછી પરદેશમા મોકલે ત્યારે અને જો તેથી આગલ મોકલે તો મકરૂહ નથી દ અને જો મજકુર શરતો ન હોવા છતા જો મોકલશે તો પણ અદા થશે અને જકાત આપવા માટે બહેતર સગા છે એટલુજ નહિ પણ જહીરયામા છે કે જો તેના સગા મોહતાજ હશે તો જ્યા સુધી સગાઓને આપીને તેઓની ગરજ સારે નહિ ત્યા સુધી પારકાઓને જકાત આપવી કબુલ થતી નથી અને ફીત્રા કે નજર ( માનતા ) ને અદા કરવામા બધાથી બહેતર ભાઇઓ તથા બહેનો છે પછી તેઓની ઓલાદ પછી કાકા તથા ફોઇઓ પછી તેઓની ઓલાદ તે પછી મામા માસીઓ પછી તેઓની ઓલાદ તે પછી બીજી સગાઇવાલા પછી પડોસી પછી એક જાતનો ધંધો કરનાર અથવા ગામના લોકો **અ. વ.**

(૧) જેમકે લોખંડ, પીતલ, જસત પણ જો યાકુત જમરૂદ અલમાસ ફીરોજે અકીક વગેરે પહાડમા મલે તો તેમા કઇ નથી. દ.

(૨) જેને મલે તે પછી નાનો હોય કે મોટો આઝાદ હોય કે ગુલામ મુસલમાન હોય કે કાફેર બધા સરખા છે, **અ.**

(૩) જેમકે કલેમા શહાદત વગેરે પડવાનુ લખેલુ હોય **મો. સ.**

(૪) જેવી કે સુલીની કે મુર્તિની કે ગણેશની શીકલ હોય અને જો તેના પર કુફરની કે ઇસલામની નીશાની ન હોય અને શીકકો એક બીજાથી મલતો હોય તો તેમાથી પણ પાચમો ભાગ લેવાય જાહેર મજહબ પ્રમાણે **કાફી.**

ચાનાર [૫] ને દે. જાહેર છે કે એ બેઉ મસલા પણ હકદાર લોકોથી સબંધ રાખે છે એજ માટે એક બીજા ભાગમા અલગ બયાન ન કરી આજ જગ્યે મા કસરૂલ હાજાત નામના રીસાલા (ચોપા-નીયા) થી તેવીજ નકલ ઊતારી છે

## " ભાગ તેરમો [૬] સ્દકા ફીતરના બયાનમાં "

શરીઅતમા ફીતરો ઈદના દિવશના સદકાને કહે છે કે ફીરાદો તેથી સવાબનો છે

**મસલો:**—ફીતરાનો સ્દકો વાજેબ છે જે મુસલમાન આઝાદ નિસાબનો માલેક હોય તેપર અરધા સા, ઘઊ કે તેનો આટો કે તેના સત્તુથી અથવા સુકી અંગુરથી અને એક, સા, ખારેક કે જવથી ફાયદો આ જગ્યા જરૂર છે તે વાતનું બયાન કરવુ કે આ મુલકના સેરના હિસાબથી એક, સા. નો કેટલા સેર થાય છે જાણવુ જોઇએ ક આ મુલકમા એસી રૂપીઆ આઠ આના ભારનો સેર થાય છે અને, સા, એક હજાર ચાલીસ દિરહમનો જેમકે દુરરે મુખતારમા તેનું બયાન આવ્યુ છે અને જાહેર છે કે દિરહમ ત્રણ માશાનો છે અને દસ માશા બે રત્તીનો રૂપો હવે એ હીસાબથી એક હજાર ચાલીસ દિરહમના ત્રણસો, ચાર રૂપીઆ ચાર માશા થાય છ હવે એસી રૂપીઆ આઠ આનાના સેરના હીસાબથી મજકુર જમા કઇ કમ ચાર સેર થાય છે જ્યારે વાજેબ સ્દકાના કામમા કઈ કમ થવાથી વાજેબ, અદા, થતુ નથી અને વધુ હોવામા વાજેબ અદા થઇ નફીલ સુધી પહોચે છે એટલાજ માટે આ ગુનેહગાર ખુદાની રહમતના ઊમેદવારે એહતેયાત (ઠીક) એક, સા નો ચાર સેર હિસાબ કર્યો ક કમી બાકી રહેવાનો વહેમ ન રહે હવે જે માણસ ઘઊથી કે તેનો આટો કે સત્તુથી અથવા સુકા અંગુરથી આપે તો બસેરનુ (૧ ૮૦)નુ વજન અને જો ખારકથી અથવા જવ ક તેના આટાથી દેતો ચાર સેરનુ વજન ફીતરાના સ્દકાના અદા કરે પોતાના તેમ પોતાના નાના બચ્ચા ઓના તરફથી જો તે નિસાબના મલેક ન હોય, અને પોતાના, ગુલામ લોંડીના તરફથી જો ચાકરી ને માટે હોય મુકતબ (ગુલામ) વગર તો ફીતરો વાજેબ છે

**મસલો** પોતાની ઓરત તથા મોટા બચ્ચાઓના તરફથી ફીતરો ન આપ

**મસલો,**-ફીતરો વાજેબ થતો નથી પણ ઘઊ ક જવ ક ખારક અથવા સકા અંગુરથી એ ચાર ચીજ વગર, બીજી ચીજથી દુરૂસ્ત નથી, આ આલમગીરીયામા લખેલુ છે

**મસલો**-ચોખા વગેરે, બીજા અનાજથી એ ચાર વસ્તુ સિવાય ફીતરો અદા કરવો દુરસ્ત નથી પણ જ્યારે તે ચીજોનુ દામ કરી બીજા અનાજને નિયમ કરી દેતો દુરૂસ્ત છે દાખલો અરધો સા, ઘઊની કીમત અરધે સા યા પોણો સા કે એક સા ચોખા કે માસ વગેરે ઠરે તો આ રૂપમા ઘઊની કીમત સમજી ચોખા માશ વગેરે ને દે તો દુરસ્ત છ આવી રીતે જવ ખારક સુકા અંગુરની કીમત થી બીજા અનાજને મુકરર કરી દે તો દુરસ્ત છે આ આલમગીરીમા છે. મસલો ફીતરાના નિસાબમા માલ મલેથી એક વરસ પુરૂ થવુ જરૂર નથી જમક ઝકાતના નિસાબમા શરત છે. અલહમદો લીલ્લાહે રબ્બિલ આલમીન વલ આકેબતો લીલ મુત્તકીન વસ્સલાતો વસ્સલામો અલા રસુલીહી મોહમદીન વ આલીહી અસહાબિહી અજમઈન **સમાપ્ત.**

---

(૫) પાનારને જે માલ મલે છે તે પોતાને માટે તથા પોતાના મા બાપ અને દીકરા દીકરીઓ તથા પારકાઓ પર ખરચ કરવો દુરસ્ત છે.

(૬) આ ભાગમા અહીયા નોટની રીતે કઇ લખ્યુ નથી કેમકે ફરહતુસ્સાએમીન નામના મારા ગુજરાતી રીસાલાના મજકુર બ્યાનમા મે ઘણી લબાણથી ખુલાસા સાથે લખ્યુ છે જેથી અહીં લખવાની જરૂર નથી. **મો. સ.**

## પાકની ઝકાતનું વર્ણન.

**મસલો:**—કોઈ મુલક કાફરોના કબજામાં હોય અને ત્યાં તેજ લોકો વસતા પણ હોય. પછી મુસલમાનોએ તે મુલક ઉપર ચડાઈ કરી અને લડાઈ વઢીને તેઓથી તે મુલક જીતી લીધો, ત્યાં ઇસલામનો ફેલાવો કીધો અને મુસલમાન રાજાએ તે મુલકની તમામ જમીન કાફરોથી લઈને કે મુસલમાનોને વ્હેંચી હોય અથવા તે મુલકમા લડવાની જરૂર પડી નહોય પોતની ખુશીથી મુસલમાન થઈ ગયા હોય તો એવી જમીનોને શરીઅતમા ઉશરી કહે છે. અને અરબસ્તાનની બધી જમીન પણ ઉશરી છે મસલો—જે કોઈના બાપ દાદાઓના વખતથી એજ ઉશરી જમીન બરાબર ચાલતી આવતી હોય અથવા કોઈ એવા મુસલમાન પાસેથી ખરીદ કીધી હોય અને તે જમીનની ખેતી કરવામાં પાણી પીવડાવવુ પડ્યું ન હોય માત્ર વરસાદના પાણીથી અથવા નદી નાલાં કે દરીયા કીનારાના ભીનાશથી પાક થયો હોય તે પાકમા દસમો ભાગ ખેરાત કરવો વાજેબ છે એટલે દસ મણમાં એક મણ અને દસ સેરમાં એક સેર અને જો તે ખેતરને કોસકે બીજી કોઈ રીતથી પાણી આપવુ પડયું હોય તો પાકનો વીસમો ભાગ ખેરાત કરે એટલે વીસ મણમા એક મણ અને વીસ સેરમા એક સેર અને બગીચા વાડીઓ વગેરેનો પણ એજ હુકમ છે. એમા ઓછા વધતા પાકનો કઈ ફેર નથી મસલો—અનાજ શાક. ભાજી તરકારી મેવા ફુલફલાદી ફુલ વગેરે જે કઈ પાક થાય બધાનો એજ હુકમ છે

**મસલો**—ઉશરી જમીન કે પહાડ કે જંગલથી જે મધ કાઢવામા આવે તો તેમા પણ એ સદકો વાજેબ છે મસલો—કોઈએ પોતાના ઘરમા કોઈ ઝાડ કે ભાજી પાલો કે કાંઈ બીજી વસ્તુ રોપી અને તેમા ફલ લાગયુ તો તેમા એ સદકો વાજેબ નથી મસલો—જે જમીન ઉશરી હોય અને તેને કોઈ કાફરે ખરીદ કરી તો તે ઉશરી રહેતી નથી પછી જો તે કાફરથી કોઈ મુસલમાન ખરીદ કરે અથવા કોઈ બીજી રીતે મુસલમાનને મળી જાય તો પણ તે ઉશરી થશે નહી

**મસલો**—જો જમીનવાલો પોતેજ ખેડતો હોય તો આ દસમો કે વીસમો ભાગ તેનેજ આપવો પડશે. અને જો તે કોઈને ગણોતે આપ્યુ હોય પછી તે અનાજના બદલામા હોય કે પૈસાના તે ગણોતવાલાનેજ આપવુ વાજબ છે અને જો તે ખેતર ભાગ્યા હોય તો જેટલા ભાગ હોય તે પ્રમાણે ભાગે પડતી ઝકાત દે

તારીખ ૧૦ રજબ શને ૧૩૩૨ હીજરીને રોજ આ પુસ્તક લખી તૈયાર કર્યું છે. એ વાશે ખુદાપાકની સવ તારીફ છે અને દરૂદ તથા સલામ પેગમ્બર સાહેબ માટે છે

HAJI KASAM MOHOMED DOO Vakaf Fund, RANDER

**હાજી કાસમ મોહમદ ડુ. વકફ ફંડ. રાંદેર, જી. સુરત.**

# સમાપ્ત.